# અર્પણ.

**જ્યારે** જગતમાં સાચા મિત્રનાં સ્વપ્નાં થયાં છે એ વખતે પ્રભુ કૃપાએ હું મ્હારા જીવનમાં—'સૌ લાખનમેં એક'—એવા એક સાચા મિત્રને મેળવી ગયો છું. એ મિત્ર તે **વીલેપારલેના** જાહેર જીવનના આગેવાન નેતા અને મ્હારા આત્મબંધુ **શ્રી. ભાઈદાસ ધારસીભાઈ ભુતાને સોરઠની** સંસ્કૃતિરૂપ આ કાઠિયાવાડની લોકવાર્તાઓ અર્પણ કરવામાં હું મ્હારૂં સદ્ભાગ્ય સમજું છું.

**ગો. હા. રાયચુરા.**

# ઉપોદ્‍ઘાત.

કાઠીઆવાડ પ્રદેશની લોકકથાઓનાં સંગ્રહની આવશ્યકતા સંબંધી ઘણું લખાઇ ગયું. પરંતુ તે પૂરી પાડવા તો ખરા મનથી પ્રયત્ન થયા હોય તો તે હમણાં હમણાંજ થવા માંડયા છે. રા. મેઘાણી, ભાઇ રાયચુરા, મી. અડાલજા એમણે કાઠીઆવાડના ગ્રામ્ય જીવનને, પ્રચલીત લોકકથા પ્રસિદ્ધ કરી અથવા તો તે લોકકથાના ધોરણ પર નવી વાતો લખી, કાંઇક નવીજ ઝમક આપી છે. સૌરાષ્ટ્રની રસધાર, રાયચુરાની રસીલી વાર્તાઓ, વીગની વાતો, એવાં એવાં પુસ્તકો એ પ્રયાસની સાબિતી છે એવાં પુસ્તકોની સંખ્યામા "કાઠિયાવાડની લોકવાર્તાઓ" એક વિશેષનો ઉમેરો કરે છે કાઠીઆવાડ એ "પ્રેમ ને શૌર્ય"ની ભૂમિ છે. કાઠીઆવાડના ગામે ગામને પાદરે પાળિયા ઉભા કરેલા જોવામાં આવે છે, એ એક એક પાળિયો પૂરે થઇ ગએલાં તે ગામનાં વીર નરનારીઓના શૌર્યનો સ્મરણ સ્થંભ છે. કાઠીઆવાડમાં ઠેકાણે ઠેકાણે દેરીઓ જોવામાં આવે છે, એ દેરીઓ ધણી પાછળ સતી થતી વીરાંગનાઓની યાદ તાજી રાખવા ચણાવવામાં આવેલી. એજ મુજબ કાઠીઆવાડમા શુદ્ધ પ્રેમની ભાવના દાખવતા બનાવો પણ કાંઇ ઓછા બન્યા નથી. કાઠીઆવાડની લોકકથામાં પ્રેમ અને શૌર્ય એ બે સિવાય બીજી ભાવનાને સ્થાન નથી એમ કહીએ તો ચાલે. રા. રાયચુરાએ પ્રસ્તુત વાર્તાઓમાં સોરઠની ભૂમિમાં પાકેલી વ્યક્તિઓના શૌર્ય તથા પ્રેમમધુર કાર્યો વર્ણવ્યાં છે. મેરાઇ એની મેર, રબારી

નિયા. આહિર જાતીનાં પરાક્રમ માટે મશહૂર છે. સોરઠ એના સ્નેહ-ભીના સ્વાગત માટે, એના ખરા દિલના સ્વાગત માટે, પ્રખ્યાત છે. મેર ને મેરાણી, રબારી ને રબારણ, આહિર ને આહિરાણી, એમનો જમાનો, જ્યારે હાલના સુધારાએ તેમને તેમનાં પ્રદેશ બ્હાર સલચાવી કાઢી મૂક્યાં ન હતાં ત્યારે, કેવો તેજસ્વી હતો તેનો કાંઇક ખ્યાલ રા રાયચુરાએ અત્રે આપ્યો છે. એક મેર કેટલો બહાદૂર હોઇ શકે, તે સમજવા ખીમાણંદ (પૃ ૧૧૮) અથવા વગર શસ્ત્રે દીપડાને જીવતો પકડનાર રૈયા રબારીનો કિસ્સો જુઓ (પૃ. ૧૦૫); એક મેરાણીનું શુરાતન કે પ્રેમ જોવા હોય તો એ ખીમાણંદની સ્ત્રી ભીણી યા રૈયાનું ચીત ચોરનારી મલીની કથા વાંચો. મેરાણીની ખુબસુરતીનું વર્ણન–" હેમથી મઢેલી, તંદુરસ્ત અને સૌંદર્ય તથા લાવણ્યના અવતાર રૂપ મેરાણીઓ અને આહિરાણીઓ,

કેડે કટેસર હેમની,
કાંબી કડલા જોડ;
ઠેસે ઠણુકારો કરે,
મલપતિ ચાલ મરોડ.

હાથણીઓ ઘુમતી હોય તેવી"—(પૃ ૧૨૦) રા રાયચુરાની કલમે પૂરેપૂરી સહૃદયતાથી કર્યું છે, અને એમનું સખેદ કહેવું છે કે એ ખુબસુરત મેરાણીઓ અને એ શૂરવીર મેરોની કોમ ધીમે ધીમે નાબૂદ થતી જાય છે. માધવપુરનો મેળો અને ત્યાં થતી ડાંડીઆરાસ ને રાસડાની જમાવટ, એ ખરેખર પૂર્વના કાઠીઆવાડીઓના ગૌરવનું એક ન ભૂલાય તેવું ચિત્ર રજુ કરે છે. હજુપણ માધવપુરમાં મેળા ભરાય છે, પણ હવે ત્યાં અત્રે વર્ણવેલી

ધમધમાટી મારતે જ, નજરે પડતી હશે, તેની જગા જુગારને નાટકશાળાએ ન લીધી હોય તો પરમેશ્વરની મહેર. "ભીમા તારો દેશમાં ડંકો" એ ગરબો જેમણે સાંભળ્યો હશે, તેઓ "વળાવિયા" ના રીવાજની આવશ્યકતા બરાબર સમજી શકશે. જેમ કોઇને રાસડા ગવાડનારી ને ઝીલનારીનાં વર્ણન વાચી અંગ્રેજી સાહિત્યના આનંદી ગ્રામ્ય જીવનવાળાં May Queen ને May pole યાદ આવશે, તેમ 'ભીમા જત' ની વાત વાંચી (પૃ. ૨૨) તેમને એજ સાહિત્યમાં વર્ણવેલાં Robin Hood નામના બહારવટીઆનાં પરાક્રમ યાદ આવશે, અને એમ થશે કે સૌંદર્ય તથા શૌર્ય કે સાહસની કદર કરવાનો ઇજારો માત્ર પશ્ચિમના દેશોએ લીધો છે એમ નથી. પૂર્વમાં પણ તેની કીમત થતી હતી. આ એકજ લક્ષણ ગ. રાયચુરાની કૃતિને શ્રેય આપવા બસ છે

મુંબઈ
૮ મી સપ્ટેંબર ૧૯૨૫ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

# આદિ વચન.



સોનલાવર્ણો સૂરજ ઉગું ઉગું થઇ રહ્યો હતો. આગળ 'બોંતેરસેં બરડા' નો ડુંગરી પ્રદેશ પાછળ ભાણવડનો પત્થરે પત્થરે હોંકારા દેતો કીલ્લો એ બન્ને વચ્ચે મ્હારો ઘોડો આસ્તે કદમ થનથનાટ કરતો જઇ રહ્યો હતો. અરજણ નામનો આહિર મ્હારા સાથી તરીકે ઘોડા આગળ ચાલ્યો આવતો હતો.

"ભાઇ ! આ સ્હામે દેખાય તે હુલામણુ જેઠવાની ધુમલી અને ઓલું ઝાંખું ઝાંખું દેખાય એ એનો નવલખો મહેલ !" અરજણે પોતાની ઝીણી આંખ્યો ગોખી લીટીમાં રાખી આંગળીથી મ્હને નવલખાની ઝાંખી કરાવી.

સોરઠની સંસ્કૃતિની જીવતી સમાલોચના કરતાં કરતાં મ્હેં અરજણે દોરેલ લીંટી તરફ દ્રષ્ટી ફેરી અને મ્હને એક દુહાનું છેલ્લું ચરણ યાદ આવ્યું. "વનવન વિખાયો વાંસડા !".

"ધુમલીમાં સીસોટીની લાકડીઓ વખણાય છે." અરજણે એક પછી એક ધુમલીની પ્રાચિન ભાવના જીવતી કરતાં વાકયો ઉચ્ચાર્યાં. પખીઓના કલ્લોલ, હરણોની ફલાંગો, દૂર દૂર દૂડાના નનકાર, અને પ્રાત ઉષાના ચેતનભર્યાં પવનમાં વાગતી મંદમંદ સૂરીલી વાંસળી એ સર્વના તાનમાં હું કંઇ કંઇ રચના રચતો એ પ્રદેશમાંથી પસાર થતો હતો. એ વખતે સૌંદર્યદેવીની પહેલી પુત્રીઓ સરીખી મેરાણી અને આહિરાણી રસ્તામાં આવતાં ગામને પાદરેથી પાણીશેરડે મલપતી ચાલે નીકળતી-કાઠિયાવાડની જીવતી સંસ્કૃતિ સમી મ્હેં જોઇ, એ મરોડદાર ચહેરો, એ મર્દાનગીભરી

આપ્યો અને વીરમાતાના વીરપુત્રો સમા, મેર અને આહિર જુવાનીએ જોતો જોતો ગગપરની સીમમાં આવી પહોંચ્યો. બપોરા ગાળવા એક ખેતરને શેઢે વડલા નીચે ઘોડેથી નીચે ઉતર્યો. કપડાપરની ધૂળ ખંખેરી પાસે ચાલતા કોસના ધોરીયામા મોઢું ધોયું. ઘોડા પરની રેશમી ગાદી નીચે ઉતારી અરજણે વડલાની આથે મ્હારે માટે ગોઠવી. મ્હેં અને અરજણે ગીમડીયુના એ મીઠા મમીરની લ્હેરોમા બપોરા કર્યા. મ્હારા બપોરા ખાવી ન હોય અરજણે આહિરજીવનની એક ગૌર્યભરી લોકકથા દુહાઓના લનકાર સાથે મ્હને કહી સમજાવી.

આ વાતને વર્ષો વિત્યા. બીજો એક પ્રસંગ આવ્યો. ઉન્હાળાની એ રાત્રી હતી. આકાશમા ચાંદની ઝમઝમ વરસતી હતી, પાછળી રાતના ચમકાર ચમકી રહ્યા હતા, સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય જામ્યુ હતુ—એ વખતે મ્હને લઇને કેશોદ તરફ જતુ ગાડુ પીપળીની પચકોસી વાવ પાસે આવી પહોંચ્યુ. આ વાવ જેવી એકેય જીવતી વાવ સોરઠના આ પ્રદેશમા નથી. વૃક્ષોથી ઘેરાયલી એ વાવને આગણે પાદડાઓ વચ્ચેથી પ્રકાશ ફેંકતી ચાંદની ભાતીગર ચદરવો જમીનપર ભરી રહી હતી.

" ગોકરભાઇ ! જરા બળદને પોરો આપશુ ? " ગાડાખેડુ દેવશીએ ગાડુ ઉભુ રાખી મ્હારી સ્હામે જોયુ.

"દેવશી ! જો તુ એકાદ લોકવાર્તા કહે તો આપણે થોડો વખત અહિં વધારે ગાળીએ. બળદનેય થાક ઉતરે અને મ્હને પણ લ્હેર આવે. હવે કેશોદ અહિંથી ઝાઝું દુર નથી અને આપણે દી' ઉગ્યે પૂગીયે તોય ફીકર નથી કારણકે ગાડી પહોર દી' ચડયે આવે છે."

દેવશી જાતે ઘેડીયો કોળી હતો. બાલાગામની પ્રજામા એની

વાર્તાઓ, એનાં ગીતો અને એના હાસ્યરસના ટુચકાઓ માટે એ ખૂબ લોકપ્રિય હતો. હોળીના તહેવારોમાં દેવશી એટલે વરનો બાપ! એ રમુજ, એ આનંદ, એ હાસ્ય બહુ થોડા માણસો જમાવી શકે છે. અમે જ્યારે મુંબઇથી દર વર્ષે દેશમાં આવતા ત્યારે મ્હારા પિતાને ગાડે તથા મ્હારે ગાડે બનતાંસુધી દેવશી અને અમ્હારે જૂનો વફાદાર માણસ ઝીણો એ બે તો હોયજ. રસ્તામાં દેવશી લોકગીતો સંભળાવે, લગ્નગીતો ગાય, ફટાણા બોલે, દુહા લલકારે, વાર્તા જમાવે અને ક્ષણે ક્ષણે રમુજ તો એને જ વરેલી. આખાય ઘેડ પ્રદેશમાં એની જોડી ન્હોતી. માધવપુરના મેળામાં બાલાગામનું લોકસાહિત્યમાં એ નાક રાખતો. મ્હારા તરફ એને વર્ષોથી પ્યાર હતો. મ્હને જોઇ એની રગેરગમાં રમતું લોકસાહિત્ય ઉછળતું અંગ્રેજી દમામમાં, અંગ્રેજી પોષાકમાં અને અંગ્રેજી વિચારમાં એ વખતે જીવનાર મ્હારા જેવાને એણે લોકસાહિત્ય તરફ જે માન ઉત્પન્ન કરાવ્યું એ તો દેવશીજ કરાવી શકે. આજે પીપળીને પાદર એણે દાયરો જમાવ્યો. ખેતરને શેઢે સૂતેલા કોસીયા પણ આ દાયરામાં ભળ્યા. દેવશીએ રસભરી બે લોકવાર્તાઓ એની આકર્ષક ઢબમાં જમાવી.

એ વર્ષો પણ ગયાં અને ત્રીજો પ્રસંગ ચોરવાડની સીમમાં ઘોળીવાવ પાસે એક રબારી સાથે બન્યો. ચોરવાડની આસપાસની ભૂમિમાં પ્રાચિનતાના ભણકારા સ્થળે સ્થળે સાંભળનારને સંભળાય છે. કૌરવપાંડવજૂની એ જમીન સોરઠી રમણીપતાનો, સોરઠી શૌર્યનો, સોરઠી પ્રેમનો અને સોરઠી મીઠાશનો સંભાર આજે પણ લોકજીવનમાં ભરે છે. ધારાં ચારતા રબારીની ભાઇ- બંધીના પરિણામે રબારી જીવનની શૌર્યકથાઓનો રસથાળ મ્હારા જેવા અતિથીને ધરાયો

આ લોકવાર્તાઓના પૂંઠાપર કાઠિયાવાડની સંસ્કૃતિના પ્રતિનિધિ રૂપે જે મૂર્તિ ખડી છે એ હીરા ભરવાડની વાર્તાઓએ તો મ્હારાપર જાદૂ કર્યું. વૃદ્ધ છતાં એ દમામદાર મુખડું, વાંકે વાંકે વીરતા વરતી એ શ્વેત મુછ, શૌર્યના ચમકારા મારતી એ રસભરી આંખ્યો અને પાણકોરાની કરચલીવાળી બાંયો ચડાવતો એ વૃદ્ધ જ્યારે વાર્તા કહે છે ત્યારે પોતે ઉભો થઇ જાય છે અને એ પોતાના શ્રોતાને ઉભો કરી દેય છે. વૃદ્ધ હીરા ભરવાડે તો મ્હારી સાહિત્યનામશ્રીના ખજાનામાં અણમોલાં રત્નો ભર્યાં.

અને સૌથી ન વિસરી શકાય તેવું એક નામ તો મ્હારા સ્વર્ગસ્થ પૂજ્ય પિતાનું. મ્હારા પિતા એક આકર્ષક વાર્તા કહેનાર હતા. આજે એમના લોકવાર્તાઓની એમના ઘણાય મિત્રો રસથી યાદ કરે છે. કાઠિયાવાડી દૂહા એ એમનો માનીતો વિષય હતો. ત્રીસ વર્ષના એમના મુંબઇના જીવને એમના એ માનીના વિષયને જરાય ઝાંખો નહોતો પાડયો. માના તરફથી કવિતા અને પિતા તરફથી વાર્તાનો વારસો મેળવનાર થોડા ભાગ્યવંતોમાં મ્હને પણ હું ગણું છું. આંગણામાં ઢોલીયા ઢાળ્યા હોય, આભમાં ચાંદો તેજનાં દૂધ રેલાવતો હોય, એ વખતે મ્હારા પિતા અમ્હારી સમક્ષ ચતુરાઇની શૌર્યની, અને પ્રેમની લોકકથાઓની રસભરી જમાવટ કરતા. મ્હારા સ્મૃતિ ભંડારમાં આજે જેટલી વાર્તાઓ ભરી છે તેમાં મ્હારા પિતા તરફનો એ મોંઘામૂલો વારસો મુખ્ય છે.

ત્રીસ વર્ષના એ મુંબઇના વસવાટ દરમ્યાન જન્મભૂમિમાં દરવર્ષે અમુક વખત રહેવાનો પિતાજીએ નિયમ કરેલો. હું પણ એ નિયમને અખંડ પાળતો અને છેલ્લાં ત્રણ વર્ષથી તો કાઠિયાવાડને ચરણે જીવન ધરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થતાં આજે કાઠિયાવાડના

લોકજીવનના સજીવ ઇતિહાસના અભ્યાસક તરીકે ચારે તરફ હું ફરું છું. એ અભ્યાસના સરવાળા રૂપે જે કંઇ એકઠું થયું છે તેની એક રકમ તે આ લોકવાર્તાઓ. આજે એ મહાગુજરાતને ચરણે ધરાય છે: મહાગુજરાતે એને સત્કારી છે અને સત્કારશે.

૧૯૮૬ ના છેલ્લા ચાર મહિના તો મ્હારે માટે લોકગીતો ગાવા અને લોકવાર્તાઓ કહેવાનાં આમંત્રણોથી ભરપૂર હતા. હું અમુક આમંત્રણો સ્વીકારી ગુજરાતને આંગણે ફર્યો. સર્વત્ર લોક-સાહિત્યનો સ્નેહભર્યો સત્કાર થયો. **અમદાવાદ, વડોદરા, સુરત, નડીયાદ**, ઉમરેઠ અને ડાકોરની સાહિત્યપ્રિય પ્રજાએ કાઠિયાવાડના લોકસાહિત્યને વધાવ્યું. આ સંગ્રહમાંની બે વાર્તાઓ મ્હેં વીસમી સદીના ચારણ બની જાહેર સભાઓમાં દાયરો ભરી કહી સંભળાવી ત્યારે હજારો બંધુઓ અને બ્હેનોએ કાઠિયાવાડની એ રસસામગ્રીને રસથી ઝીલી. આ મ્હારો અનુભવ લોકસાહિત્ય માટે ખૂબ આશા-જનક છે.

'કાઠિયાવાડની લોકવાર્તાઓ' ના આ સંગ્રહના ઉપોદ્ઘાતના લેખક મુંબાઇની સ્મૉલ કૉઝ કોર્ટના વડા ન્યાયાધિશ, મહાગુજરાતના સમર્થ સાક્ષર **શ્રી** કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ એલ. બી. એ આ પુસ્તકનો રસિક પરિચય કરાવી મ્હને ખૂબ આભારી કર્યો છે. આ પુસ્તક સત્વર પ્રગટ થાય એ માટે જે મિત્રોએ દિલથી રસ લીધો છે તેમાં રાજકોટના મ્હારા મિત્ર શ્રી. હરખચંદ જેઠાભાઇ ખંઢેરીયા બી. એ. એલ એલ. બી. એ પોતાના સમયનો ભોગ આપી પ્રકાશનમાં જે સહાય કરી છે તે માટે આ તકે આભાર માનું છું.

: એક વાત ભૂલવા જેવી નથી. અત્યાર સુધી કાઠિયાવાડની લોકવાર્તાઓનાં જે જે ચિત્રો દોરાયાં છે તેમાં ગુજરાતની સહેજે છાંય આવી જાય છે. શુદ્ધ કાઠિયાવાડી ચિત્રો તો આ પુસ્તકમાં પહેલ વહેલાં જ દોરાયાં છે અને તેનું માન 'શારદા' ના જાણીતા કાઠિયાવાડી ચિત્રકાર ભાઇ હરિલાલ ત્રીવેદીને છે. એમનાં આ ચિત્રો જોઈ એક ભાઈએ મ્હને કહ્યું કે આ ચિત્રકાર તો ' સવા રવિશંકર ' છે! એ ભરાવદાર કાઠિયાવાડી શરીર, એ કેરીની ફાડ જેવી કાઠિયાવાડી આંખ્યો અને એ કાઠિયાવાડી ધીંગા આહિર, મેર, રબારી કે કણબીનું ચિત્ર કોઇ આજે આબેહુબ આલેખતું હોય તો તે ભાઇ હરિલાલ ત્રીવેદીજ છે. સોરઠની સંસ્કૃતિનાં સ્મરણાં જગાવતા આ પુસ્તકને એમાં આબેહુબ ચિત્ર દોરી આપવા માટે ચિત્રકાર ભાઇ ત્રીવેદીનો હું આભારી છું.

આપણુ લોકજીવન પાછું જાગૃત થયું છે એ વખતે લોકસાહિત્યના પ્રચારના આ પ્રયાસને સર્વ સ્થળેથી દિલનાં વધામણાં મળ્યાં છે. દિલના આ સત્કારને બળે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં મેર, રબારી અને આહિર જીવનની વાતોના રસઝરણાં આજે વેગથી વહે છે અને હજીયે વહેશે.

'શારદા' કાર્યાલય
સીવીલ સ્ટેશન-રાજકોટ
તા. ૧૫-૧૨-૧૯૨૫

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

## રા. રાયચુરાકૃત અન્ય પુસ્તકો,



રાયચુરાની રસીલી વાર્તાઓ ... કીં રૂ. ૧-૮-૦
નવગીત ... ... ... ... ,, ,, ૦-૬-૦
અર્વાચીન યુગના મહાન ગુજરાતી... ( શીલકમાં નથી )
રાસમન્દિર ( બીજી આવૃત્તિ ) છપાય છે.
સ્નેહપૂર્ણા ( નવલ કથા ) છપાય છે.
રસિયાના રાસ ( કાઠિયાવાડનાં ગ્રામગીતોનો સંગ્રહ ) છપાય છે.
કાઠિયાવાડી દૂહા (દુહાઓનો સંગ્રહ) છપાય છે.
મીરાંનાં ભજનો (છપાય છે)

વધુ વિગત માટે લખો

"**શારદા**" માસિક પત્રની ઓફીસ,

સીવીલ સ્ટેશન—ભુજપુર.



ચિત્રકાર ] [ શ્રી હરિલાલ ત્રીવેદી

" રૂપાળીને બદલે રાણીને જોઇ મુઝાયો."

# કાઠિયાવાડની લોકવાર્તાઓ

## રૂપાળી

"એની કંકુમવર્ણી કાયાએ મ્હને ઘેલો કર્યો છે—એના!"

"બાપુ! આપના રાણીવાસમાં, એ ગમે તેવી હોય તો પણ, ન શોભે"

"કારણ?"

"કારણ તો ખુલ્લું જ છે બાપુ સોલંકી વંશના રાજપુત ગર્જવંશીના ઘરમાં ખવાસણને સ્થાન નજ હોય"

"જો એમજ હોય તો મ્હારે એ સોલંકી વંશના રાજપુત તરીકે જગતમાં નથી ઓળખાવું પડી છે કંઈ?" યુવાન દરબારે અકળતમિજે પોતાના બન્ને હાથ ધગધગતી તાપણી પર ધર્યા

"બાપુ! આપ માલિક છો આપનું અનાજ આ ખેતાને રૂંવાડે રૂંવાડે ભર્યું છે અને હું આપને એવી ખોટી સલાહ કેમ આપું?" વૃદ્ધ ખેતાએ તાપણીમાં થોડા માર નાખતા નાખતા યુવાન દરબાર તરફ જોયું.

પોષ મહિનાની અંધારી રાતે કડકતી ટાઢે ઈમિશનાં પાદરમાં એક વૃક્ષ નીચે જસાગામનો યુવાન દરબાર અને તેનો વૃદ્ધ નોકર ખેતો તાપણી કરી તાપતા તાપતા ઉપર મુજબ વાતો કરે છે. દૂર બીજા વૃક્ષ નીચે બે ગાડાં છુટયાં છે ત્યાં ગાડાવાળાઓ અને બીજા બે પમાસતા પણ તાપણી કરી ટાઢ ઉડાડે છે સોરઠના એક પ્રદેશમાં ટાઢ ખુબ પડે છે પણ આજની ટાઢ જોઈ વૃદ્ધ ખેતો પણ આશ્ચર્ય પામ્યો આજ તો હિમાળો સોરઠમાં ઉતરી આવ્યો હોય એમ એને લાગ્યુ. દરબાર પણ જ્યારે જ્યારે મુસાફરી કરતા ત્યારે રાતનાજ નીકળતા હોઈ પણ આવી ટાઢ જીંદગીમાં આ પહેલીજ વખત અનુભવી

ભરભર્યા મજબુત શરીરના માણસોને પણ આ ટાઢ તીરના જેવી લાગે તેવી હતી દરબાર અને ખેતો પોતાના શરીરને તાપણી કરી ગરમી આપે છે એટલામાં દૂર દૂરના નેસડામાથી એ સુમધુર મારતી ટાઢમાં પણ મીઠો ઘેરો અવાજ સંભળાયો

ગોરી તારા નેણ,
જેના અરજણ બાણ,
જે દિશ જોયા વાંકણા,
તે દિશ પડયા ભંગાણ.
× ×
ઉંચી ગોરી ઉજળી,
પાણી ભરવા જાય,
કાંગ લાગ્યો નેહનો,
ઇ ઉભી ઝોકાં ખાય
× ×

રાતની અખંડ શાન્તિમાં દિશાઓ ગાજી ઉઠતી હોય તેમ આ દુહાનાં પડછન્દા પડયા. તાપણી તાપતાં દરબારને દુહાને ચરણે ચરણે રૂપાળી ખવાસણનાં પ્રેમ દર્શન થયાં. તે ફરી ઘેલો બન્યો.

' ખેના! તું બાપુના વખતનો જુનો નોકર છે. એટલે મ્હારા દિલની વાત ત્હને કહુ છું કે ગમે તે ભોગે એ રૂપાળી ખવાસણને હું મ્હારી મેડીયે ચડાવીશ.

(૨)

"રૂપાળી! જતાગામને જીવાડવું કે મારવું એ ત્હારા હાથમાં છે."

"ખેના બાપા! તમે જેમ કહો તેમ કરવા હું તૈયાર છું," રૂપાળીએ પોતાની નવરંગ ચુંદડીનો છેડો સરખો કરતાં કરતાં વૃદ્ધ ખેના તરફ નયન ઢાળ્યાં.

"આ ત્હારી અને મ્હારી વચ્ચેની વાત છે. ખુબ ખાનગી રાખજે. રાજની વાતો બ્હાર જાય તો જીવનાં જોખમ સમજવાં."

"એ બાબતમાં બે ફીકર રહેજો, બાપા!"

"ત્યારે સાંભળ. દરબાર ત્હારા રૂપ ઉપર ઘેલા થયા છે. ત્હને એ રાણીવાસમાં બેસાડવા માગે ........"

"મ્હને રાણીવાસમાં!" રૂપાળીથી વચમાં બોલી જવાયું.

"હા સાંભળ, મ્હેં દરબારને ખુબ સમજાવ્યા પણ ૪ એકના બે નથી થતા. બોલ ત્હારો હવે શું વિચાર છે?" વૃદ્ધ ખેનાએ બારીક નજરે રૂપાળી તરફ જોયું.

"બાપા હું તો પરણેલી સ્ત્રી છું. આ ભવમાં કંઇ એક ભવના બે ભવ કરાય છે? તેમ દરબાર તો વસ્તીના બાપ કહેવાય એનાથી એવી માંગણી પણ કરાય?" રૂપાળીએ દ્રઢતાથી જવાબ આપ્યો.

"ઇ તો રાજા છે અને જો ઇચ્છા થાય તો ગમે તેટલી રાણીઓ કરે અને ગમે તેને ઘરમાં બેસાડે." એનાએ રૂપાળીના મોઢાંપર થતા ફેરફારપર બરાબર દૃષ્ટી રાખી.

"એવા રાજાને રાજા કેમ કહેવાય. જો રાજા વસ્તીની વહુ દીકરીમાંથી ગમે તેને ઘરમાં બેસાડનાં શીખે તો પછી એ રાજા શાનો ?"

"ઇ તો માલિક છે; એની મરજી થાય પછી વસ્તી શું કરી શકે ?"

"બેતા બાપા ! હમે આ શું બોલો છો. એવા માલિકનાં નોકર અથવા વસ્તી થવા કરતાં મરવું સારૂં. દરબારને હમે સ્હમજાવો. એનો દિ ઉઠી ગયો હોય તો વસ્તીની વહુ દીકરી ઉપર નજર કરે. હમને ખબર છે કે આપણા આગલા બાપુએ ચાલીસ વરસ દરબારૂં કર્યું પણ એમાં કોઇ દિ આવી વાત ન્હોતી."

"પણ રૂપાળી ત્હારા રૂપથી એ અંજાઇ ગયા છે. અને એની ઇચ્છા થાય તો એને રોકનારૂં કોણ? માલિકનો કોઇ માલિક છે ?"

"હા છે. માલિકના માલિક ભગવાન કંઇ ભાગી નથી ગયા !" રૂપાળી તિરસ્કારમાં હસી.

"રૂપાળી હાલ તો આપણો ભગવાન અજીતસિંહ છે. ઈ મારે ને ઇ તારે."

"બેતા બાપા ! આવું નમાલાપણું તમારામાં ક્યાંથી આવ્યું ? ભગવાન પર ભરૂસો રાખનારને એવા સો અજીતસિંહ પણ શું કરવાના છે ?"

બેનો થોડી વાર સુધી રૂપાળી સ્હામે જોઇ રહયો. ત્હેને

આ રૂપાળીમાં માત્ર રૂપ ન દેખાયું પણ સાચા સ્ત્રીત્વનો પ્રકાશ તેમાં જણાયો.

"ખવાસ જાતિમાં આવાં રત્નો પાકે તો તો રજવાડામાંથી અનીતિ આજે આથમી જાય. રૂપાળી ત્હેં ત્હારી માને આજે ઉજળી કરી છે. હું ત્હારા મતનોજ છું. મ્હેં દરબારને ખુબ સ્હમજાવ્યા છે પણ ઇ માનતા નથી. હવે હું ત્હેને કહું તેમ તું કર. એટલે દરબારની આબરૂ પણ સચવાય અને એની બુધ્ધિ પણ ઠેકાણે આવે. તું મ્હારાપર વિશ્વાસ રાખજે. હુ ત્હારો એક વાળ પણ વાંકો નહિં થવા દઉં. રાઘવ ખવાસની દીકરી એ મ્હારી પણ દીકરી એટલે ત્હારૂં સારૂં થાય તેવુંજ હુ કરીશ આપણો દરબાર એક રીતે સ્હમજુ અને શાણો છે. એને આ પાપમાથી આપણે કોઇપણ રીતે બચાવવો જોઇએ, માટે તું આ ટાણે મ્હારી સાથે ચાલ અને હુ ત્હેને દરબારગઢમા રાણી સાથે મેળવી આપુ. આપણે આ બાબતમા શું કરવુ એ હુ ત્હેને ત્યાં સ્હમજાવીશ."

પોતાના રૂપને દિલમા ફિટકાર આપતી રૂપાળીને આ રીતે ખેતાએ ખુબ સ્હમજાવી અને આખરે એ આજે દરબારગઢમાં ખેતા સાથે આવવા કબૂલ થઇ.

(૩)

જસાગામમાં રૂપાળીના રૂપ અદ્વિતીય લેખાતા. ખવાસ જાતીમાં કોઇ અપ્સરાએ અવતાર લીધો હોય એમ સહુ કોઇને લાગતુ. એનુ ઘાટીલું શરીર, એની આકર્ષક મુખમુદ્રા, એના અંગોનો મરોડ જોઇ જસાગામના જુવાનો જ્યારે ત્યારે ગાતા કે.

પાન ખાઈએ દેવડી,
ને માંય કાથાનો રંગ;
ગોરી વખાણું પાતળી,
જેનાં વાળ્યાં વળે અંગ.

દરબારગઢની પાસે થઈ એ નદીએ પાણી ભરવા ગઈ ત્યારે એની ભાતીગર ચુંદડીમાં એનું મુખ જોઈ દરબારને તારામંડળ વચ્ચે આકાશમાં ઝળકતો ચંદ્રમા દેખાયો હોય તેમ લાગ્યું. દરબાર આ-કાશના ચન્દ્રને ભૂલી આ મુખચન્દ્રમામાં લોભાયો. એને આ તેજ આગળ આખું જગત નિસ્તેજ લાગ્યું. કુટુંબે ખાનદાન અજીત થોડા મહિના તો આ રૂપના તીર સામે ટક્યો પણ આખરે એ તીરે એ વિંધાયો ને ઘાયલ થયો. અજીતના પિતા જસાગામની આખી ચો-વિસીમાં નીતિ ધર્મ માટે વખણાતા. માંડુ હૃદયી એ દરબારના ચાલીસ વર્ષના રાજ્યકારભારમાં એણે પ્રજામાં પોતાના ચારિત્ર બળથી ઉંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. જસાગામનો દરબાર એટલે 'રાજા રામ' એવાં લોકવેણ હતા. દરબાર સ્વર્ગે સીધાવ્યા પછી અજીત રાજા થયો. અજીતમાં પણ પિતાના એ ચારિત્ર બળના ગુણ બરાબર ઉતર્યાં હતા. 'બાપ તેવા બેટા' એ ન્યાયે પ્રજાને અજીતસિંહમાં પણ શ્રદ્ધા આવી હતી અજીતની વૃદ્ધ માતા હજુ હૈયાત હતા અને રાજમાતાના પુણ્યબળની તો લોકોમાં ખુબ વાતો થતી.

અજીતે આ બધા સંસ્કારને લઈ પોતાની નીતિનો કિલ્લો હજુ અજીત—અખંડ રાખ્યો હતો. પણ રૂપાળીના રૂપમાં એ કિલ્લાની કાંકરીઓ આરતે આસ્તે ખરતી ગઈ. આખરે એણે પોતાના બાપના વખતના વફાદાર અને માનીતા નોકર વૃદ્ધ બેતાને

આ વાતથી વાકેફ કર્યો. ખેતાને આ સાંભળી ખેદ થયો અજીતની રાણી રૂપાળીથી પણ રૂપવતી છે એમ સ્હમજાવવા માટે ત્હેણે યુવાન દરબાર સમક્ષ ઘણાય પ્રયત્નો કર્યા પણ અજીત તો ઘાયલ બન્યો હતો, ત્હેને કયાંય પણ ચેન પડતું ન્હોતું. તેની ખાનદાની. તેના લોહીમાં ઉતરેલું પિતાનું ચારિત્ર બળ ત્હેને રૂપાળીને જોર જુલ્મથી લાવવામાં અટકાવતાં હતાં. તેની વાસના ઉપર તેના બુદ્ધિ બળે સામ્રાજ્ય જમાવ્યું હોવાથી એ ઘડી ઘડીમાં રૂપાળીને ઉઠાવી લાવવાના વિચારો માંડી વાળતો હતો. વાસના અને બુદ્ધિ વચ્ચેનું આ યુદ્ધ વૃદ્ધ ખેતો જોઈ શકયો હતો. એણે પોતાના યુવાન દરબારને આ સ્થિતિમાંથી ઉગારી લેવા કમ્મર કસી રૂપાળીને સ્હમજાવી અને દરબારગઢમાં લઇ આવ્યો. રાજમાતા અને અજીતસિંહની રાણી સાથે એનો મેળાપ કરાવ્યો. રાજમાતા, અજીતની રાણી, રૂપાળી તથા ખેતાએ મળી આ યુવાન દરબારને ઠેકાણે લાવવા માટે તૈયારી કરી

ખેતો આજે દરબાર પાસે આવ્યો અને દરબારને ખબર આપ્યા કે રૂપાળી કાલે બપોરે એનો પતિ બહારગામ જવાનો છે એટલે જરૂર દરબારગઢમાં આવી દરબારને મળશે.

(૪)

અજીતના દિલમાં આજે આનંદના ભરતી ઓટ થયા કરતા હતા. એ ભાતીગર ચુંદડી વાળી રૂપાળી આજે પોતાના દરબારગઢમાં પધારશે એ વિચારે તે ઘડીવડીમાં ઘેલો થતો હતો. એને માટે આખું જસાગામનું રાજ્ય ડુલ કરવા તે તૈયાર હતો. બીજી ક્ષણે ખેતાનો શરૂઆતમાં મળેલો ઉપદેશ તેની આંખ આગળ ભીંતોપર લખાઇ જતો હતો. ખેતાએ કહેલ એક ટુચકાના એ

અરશો ભૂલી જવા તે મથતો હતો પણ તેની નજર આગળ એ અક્ષરો આવીને ઉભા રહેતા

"ભુખ ન જાણે ઠંડો ભાત,
પ્યાસ ન જાણે ધુટી માટ,
નિંદ ન જાણે તુટી ખાટ,
પ્રિત ન જાણે જાત કજાત"

'પ્રિત ન જાણે જાત કજાત' એ વાક્ય તેને મુઝવતુ હતુ. પોતે રજપુત અને રૂપાળી જાતની ખવાસણ એ તેને ખુચતુ હતુ. પણ ફરીથી રૂપાળીના રૂપનુ તીર એની એ લાગણીને ભેદી દિલમા આરપાર ઉતરી જતુ એટલે એ પ્રેમઘેલો થઇ જતો

બરાબર બપોર નમવાની તૈયારી હતી અને જ્યારે ગામના દરબારગઢમાં કઇ ન સ્હેમજી શકાય તેવી તૈયારી થઇ રહી હતી એવો, રાજમાતા, રાજરાણી અને રૂપાળી સાથે મળી દરબારગઢના એક ઓરડામા એકઠા મળ્યા

પોતાના ઓરડામા અજીત આ વખતે આકાશ સ્હામુ જોઇ રહ્યો હતો સુરજ નમવાની તૈયારી થઇ ગઇ હતી છતા એનો રૂપાળીને કેમ તેડી નહિ આવ્યો હોય ?

થોડીવારમા દરબારની એ વિચારમાળા ખડિત થઇ અને વિજળી ઝબકે તેમ રૂપાળીની ભાતીગર ચુદડી તેના ઓરડાના દરવાજા આગળ ઝબકી દરબાર ઉભો થઇ ગયો ઘુઘટવાળી રૂપાળી સીધી ઓરડામા ચાલી આવી હરખઘેલા દરબારે તુરત ઓરડાનુ બારણુ બધ કર્યું

ઘુઘટમા મોઢુ છુપાવી એક બાજુ નીચુ મુખ રાખી વાસો વાળી ઉભેલી સુન્દરી, દરબારગઢની એકાન્ત, રાજા અને ગામનો

ધણી એ વિચારે। એક પછી એક અજીતને અડયા ન અડયા ત્યાં તો અજીતની બુદ્ધિએ એની વાસના પર સત્તા જમાવી. રાજા એટલે પ્રજાનો પિતા—શુ આજે પિતા પુત્રી સાથે અનીતિ આદરશે ? બીજી પળે વાસનાએ જોર માર્યું. એમા શુ છે રૂપાળી જેવી અપ્સરા સરિખી સુન્દરી મળે એટલે આખી સૃષ્ટિનુ સામ્રાજ્ય ફુલ છે.

અજીત આગળ વધ્યો. ત્હેણે ચુદડીનો ઘુઘટ ખોલવા હાથ લબાવ્યા વિજળી ઝબુકીને ઉડી જાય તેમ અજીતના હાથની નેમ ચુકવી તે બીજા ખુણામા ગઇ

રૂપાળી ! રૂપાળી ! આ શુ કરે છે આજે તો દિલની રાણી થઇ તુ મ્હારી થા હુ આજ દિવસોથી ત્હારે માટે તલસુ છુ. ત્હારો થના ઉમેદવારી કરી રહયો છુ."

જવાબમા ત્હેણે માત્ર ચુદડીનો છેડો સહજ ખસેડયો

" એમ નહિ રૂપાળી ! મ્હારે બીજનો ચાદો નથી જોવો મ્હારે તો પુનમનો ચાદો જોવો છે " આમ કહી ત્હેણે ઘુઘટ પોતાને હાથે ખેચ્યો ઘુંઘટ ખોલતા ત્હેની અજાયબી વચ્ચે તેની પોતાની રાણી ખડખડ હસી પડી

અજીત રૂપાળીને બદલે પોતાની રાણીને જોઇ મુઝાયો— શરમાયો એટલામા તેના ઓરડા ઉપરની ન્હાની બારી ખુલી ગઇ. બારીમા રૂપાળીનુ મુખ ચમકયુ અને હસતી હસતી તે બોલી

પાળે નાચે પારેવડો,
હૈડે નાચે મોર,
પરણ્યા એટલા માનવી,
બીજા હરાયા ઢોર

'હરાયા ઢોર' એ શબ્દોએ અજીતની વાસનાને મારી નાખી એક બાજુ હસતી રાણી, બીજી બાજુ શિખામણ આપતી રૂપાળી એ મર્મથી અજીતપર અસર થઇ તેના દિલમા આઘાત થયો તે યુવાન શરીર એક પલમા પૃથ્વીપર ઢળી પડયુ

પોતાના પતિને પડેલા જોઇ રાણીએ ચીસ પાડી અને ઓરડાનું બા ણુ ખોલી નાખ્યુ તુરત એનો, રાજમાતા અને રૂપાળી ઓરડામા દોડી આવ્યા રાજમાતાએ પુત્રને ખોળામા લીધો થોડી વારે અજીતને પાછી શુદ્ધિ આવી તેની આંખમાથી આંસુની ધારા ચાલી

' બેટા અજીત આશુ કરે છે હોય માણસ છે, ભૂલ થય બેસે થા ! '

માતાને જોઇ અજીત વધુ શરમાયો

'મા તા મા તા, મ્હે મ્હારા પિતાનું નામ બોળ્યુ વસ્તી પર કુદષ્ટી કરી "

દિકરા ! એમા ત્હારો વાક નથી તુ 'કુદષ્ટી એ શબ્દ સમજી શકયો છે એ ત્હારા ઘરડેરાના પુન્ય છે'

'પણુ મ્હારા બાપુ નીતિના થભ ગણાતા ને હુ આ વો પા પી ? અજીતે સ્પષ્ટ શબ્દોમા પશ્ચાતાપ કર્યો

"મ્હારો દિકરો આવો ન હોય પણુ બેગ એમા એક કારણુ છે ત્હારા બાપે ચાલીસ વર્ષમા કોઇ દિવસ અનીતિને નોતરી નહોતી પણુ એક દિવસ ત્હેણે પણુ એક ખવાસણુ પર બદદાનત કરી હતી પરિણામે એટલી ન્યૂનતા તારામા પણુ આજે આવી છે જેનો બાપ વિશુધ્ધ ચારિત્રવાળો હોય તેનોજ બેગ

એવો વિશુધ્ધ બને. ત્હારા બાપ એ પાપમાંથી બચી ગયા હતા એટલે આજે તું બચ્યો. નહિ તો તું આપણી સો પેઢીને કલંક લગાડત. જે રાજા પોતાની વસ્તીપર કુદષ્ટી કરે એનાં સો કુળ નરકે જાય છે. ઉઠ બેટા ઉઠ ! ભૂલી જા એ વાત, આપણા ગઢના પથરાઓ સિવાય એ કોઇ નહિ જાણે"

× × ×

અચ્છતે વૃધ્ધ બેતાને પોતાનો ઉધ્ધારક માન્યો. રૂપાળીના વરને દરબારમાં મારો ઓધ્ધો આપ્યો અને એ રૂપવતી રૂપાળીને પોતાની માજણી બ્હેન ગણી દરબારે બ્હેનને સ્થાને એને સ્થાપી. તે દિવસથી જસાગામની રૂપ ને નીતિની દેવી તરીકે રૂપાળીએ સ્થાન લીધું. આજે પણ એ સ્થાન રાજા પ્રજાના ચારિત્રબળ તરીકે અમર રહ્યુ છે.



# શુકન

"**ભાભી**! હુ પણ પાણી ભરવા આવુ છુ"

"સાકર બ્હેન! મ્હારૂ માનો તો હુમ આજ રહેવ દીયો કાલે આવજો હુ આજે બે બેડા ભરી આવું છુ" નણદને રોકતા રોકતા ભાભીએ પાણીનું બેડુ લીધુ

"નહિ—નહિ ભાભી! આજ તો હુ હ્મારી સાથે આવીશ"

"પાણી શેરડે બાઇને સ્વામીરાજના દર્શન કરના હશે કેમ?" ભાભીએ ટકોર કરી

"હ્મે તો આવું ને આવું બોલો છો! બોલતા બોલત સાકરના ગાલ પર શરમના શેરડા પડયા

કુતલપુરના નગરશેઠની લાડકવાઇ પુત્રી સાકર તેર વર્ષ પુરા કરી ચૌદમા વર્ષને આગણે દાખલ થઇ હતી આ નિર્દોષ કન્યાનું સગપણ ગામમા ને ગામમા થયુ હતુ બે મહિના પછી તેના લગ્ન થવાના હતા સાકરનું તેની ભાભી પૂરી સાથે એવું તો દિન મળી ગયુ હતુ કે નણદ ભોજાઇ બને સગી બ્હેનો હોય તેમ રહેતી ભાભી રોજ મશ્કરીમા ગાતી

લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં,
લે લે નણુદલ તી મારી ચરકલી,
લે લે ઉડી ઉડી પરદેશ જાય રે,
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

× ×

લે લે નણુદોયતી વાડીમાંયલો વાંદરો,
લે લે વાડીનાં વનફળ ખાય રે,
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

નણંદ ભાભીની આ જોડી એટલે આનંદના ઓઘ. નણંદના નના દિવસ ટુકડા આવતા ગયા તેમ તેમ ભાભીએ એની ંધ મશ્કરીઓમાં ખુબ લ્હાવ લેવો શરૂ કર્યો.

આજે સાકરે રેશમી ફૂલસાટીનનો ઘાઘરો અને નગરતી રંગ ચુંદડી ઓઢી. પિત્તળની તાંબડી ને ઉપર કળશો લઇ આ નકડી નણંદ પાણી ભરવા ચાલી. ભોજાઇ લાજ કાઢીને ચાલે અને સાકર તેને પડખે દીકરી જેમ માની સાથે ચાલે તેમ ચાલી તે છે. કુતલપુરની બજારમાં સૌંદર્યની વિજળી ચમકતી હોય તેમ ા ભાભી નણંદનું જોડું ચમકારા મારતું નદી કાંઠે પહોંચ્યુ.

તેવ તેવડી ટોળે મળે,
જળ ભરવા જાય...

સરખે સરખી સખીઓથી ભાદરનો કાંઠો શોભી રહ્યો. કાંબી ર્ાંઓના ખડખડાટ, ચુડલીઓના ચળકાટ, અને મદ ભરેલી સ્ત્રી- ર્નાં વિવિધ ફેશનના વસ્ત્રોથી કુંતલપુરનો આ જલમાર્ગ અત્યારે રમ- ણ્યતા અને રસિકતાથી રંગાઇ રહ્યો હતો. ભાદરનો વિશાળપટ, ન્હાનાં ાનાં બાળકોનાં નદીના નિર્મળ નીરમાં રસખેલન, કાંઠાપરે વૃક્ષની

ડાળે ડાળે ગુંજતા પખીઓના કલ્લોલ અને બે ત માજતી ફૂ
પુષ્પની રસિકાઓની રમનાનેથી સર્વત્ર નવપ નવતાનું વાતાવ
જામ્યુ

કલ્લોલ કરતી સુન્દરીઓ મદભર બોલવા માથે ચ
પાણી વગી સાગર અને પૂરી પણ પાણી ભરી ઘર તરફ ચા

જેના ભાભી નણદ ગામના દરવાજામા દાખલ થતા
એક પારાધ હાથમા તી મમ્રુ ન ઝ સ્કાંમેથી આનનો દેખા
લાજ કાઢીને આનતી પૂરી એક બાજુ તરી ગઇ અને પોત
નણદનો છેડો પકડી ખેંચે તે પડેના તો એ પારાધિ કોઇ મ
શુકનની વાટ જોતો ઉભો હતો ને ઉનાને આ ક નકાન શુભ 
નઇ આગળ વધ્યો અને જતા જત સાગરના છે તે તીરમાં
આણી લગાડી

પારાધિને જતા જનણીકોર નમીનદારની દીકરી ઉનની
જોઇ સતોષ થયો

(૨)

પારાધિને પૂરી ઓળખી ગઇ એ કુંતનપુરનો ગઢવા
હતો તેને ૭ છોકરા હતા ગરીબ પારાધિએ આજે સાગર
શુકન લીધા એનું રહસ્ય ચતુર પૂરી સમજી ગઇ અને
દુખ થયુ રસ્તામા તો એ કઈ બોલી નહિ પણ ફળીયા
આવી હેઠે પોતાનું પાણીનું બેડુ ઢોળી નાખ્યુ અને તે નિ
સાકર તરફ ફરી

'બાઇ ! તમારી તામડી ને મળશો ઠલવી નાખો ! '

'કેમ ?"

"હમે ઠલવી નાખો અને મેરી ઉપર જોઓ હુ આવું
માતાના મત્તાદશક અનાજથી ભાભીએ નણદને આતા કરી

સાકર બીધે મોઢે પાણી ઢલવી સીધી મેડી ઉપર ચાલી ગઇ પછવાડે તુરત પૂરી આવી.

"બાઇ ! આજ તો આપણો દિ બગડયો."

"પણ થયું શું ?"

"કપાળ મ્હારૂં ને ત્હમારૂં બેયનું !

"ભાભી એમ બોલોમાં —શું થયું તે સ્હમજાવો" સાકરનો ચહેરો ફીકકો પડી ગયો

ભાદર દરવાજે મ્હે ત્હમારો છેડો પકડીને ખેન્ચ્યો તોય ત્હમે સ્હમજ્યાં નહિ ! ઓલ્યા પારાધિએ આજ ત્હમારા શુકન લીધાં. આજે એ જેટલાં જાનવર મારશે તેની હિંસા તમારે માથે; —અરરર ભગવાન હવે શુ કરવું" પૂરીએ આકાશ તરફ જોયું.

જૈન કુટુબની આ ભાભી અને નણંદ બન્ને અત્યારે અતિશય દુ:ખી થઇ. સાકર પણ આ શુકનના પરિણામે પોતે પાપી બનશે અને એ પાગધિની જીવહિંસાનો દોષ પોતાને શિરે આવી પડશે એ વિચારે રડી પડી

ભાભીએ નણંદને ધીરજ આપી થોડીવારે સાકરે પોતાની હિમ્મત એકઠી કરી ભાભી સામે જોયુ.

"ભાભી ! મ્હારૂ કહ્યુ માનશો ? એક વચન આપશો ?"

"કેમ ?"

"પહેલાં વચન આપો તો કહું."

"લ્યો મ્હારૂં વચન"

"ત્યારે ત્હમે બાને, બાપાને કે મ્હારા ભાઇને આ વાત કહેશોમાં. હું આજના પાપ માટે અપવાસ કરી પ્રાણત્યાગ કરવા માગું છું. હિંસાનું પ્રાયશ્ચિત અપવાસ સિવાય બીજું મ્હારે માટે એકેય નથી"

"અપવાસ કરીને પ્રાણત્યાગ કરવો એ તો મૂર્ખાઇ છે"

"બસ ત્હમારે કઇ પણ ન બોલવુ ત્હમે મ્હને વચન આપ્યુ છે કે ત્હમારે આ વાત કોઇને ના કહેવી મ્હારા નસીબમા એમજ લખ્યુ હશે માટે મ્હારે હવે અન્નપાણી હરામ છે"

ભાભી નણદની આ પ્રતિજ્ઞાથી ગભરાણી એણે પ્રભુને પ્રાર્થના કરી

આશા સૌની સરખી,
કોની ન થાઓ ભગ
પારાધિ પાછો ન વળે,
પણ હરણા બાપુ ન લગત

હે ભગવાન ! એ પારાધિની આશા તુ પૂરી કરજે પણ એક પણ હરણને એનુ બાણ ન વાગે એવુ કરજે" ભગવાન મહાવીરનુ ધ્યાન ધરી ભાભીએ પણ આજે નણદ સાથે અપવાસ આદર્યો નણદે નિશ્ચય કર્યો કે હિસાના બદલામા અપવાસ કરી પોતે પોતાની કુરબાની કરી એ કનક મટાડવુ

(૩)

૭ છોકરાનો બાપ એ પારાધિ બે દિવસથી કુટુબ સહિત ભુખ્યો હતો ઘરમા અન્ન ને દાતને વેર હતુ અને બે દિવસથી શિકાર ખ ી જતો એ ને છોકરાં ભુખે ટળવળતા હતા આજે તો પારાધિએ ઉઠીને નિશ્ચય કર્યો હતો કે સારૂં શુકન જોઇને જવુ કારણ કે જો આજે શિકારમા કઇ ન મળે તો છોકરા ભુખે મરી જાય તેમ હતુ સવારમા ઉઠતાજ પારાધિએ પ્રભુને યાદ કર્યો

કોઇને ખેતર વાડી,
કોઇને ગામ ગરાસ,



[ચિત્રકાર ] શુકન [ શ્રી હરિલાલ ત્રીવદી

' સાડરના છેડાને તીરકામઠાની અણી લગાડી '

આકાશથી રોજી ઉતરે,

જેના શેઠ દેવીદાસ.

"હે પ્રભુ કોઇને ખેતર, વાડી, ગામ, ગરાસ હોય છે. મ્હારે તો તું કૃપા કરે તો રોજી પેદા થાય." એ પ્રાર્થના કરી તે પોતાની સ્ત્રીને મળી હાથમાં તીરકામઠું લઇ ઘર બહાર ઉભો રહ્યો. તેનું ઘર ભાદર દરવાજે હતું. જેવો તે બહાર નીકળ્યો કે તુરત સ્હામેથી સાકરને તેની ભાભી સાથે પાણી ભરી આવતી દીઠી. પોતે હર્ષમાં આવી તેની સામે ચાલ્યો અને તેનાં શુકન લીધાં.

આજના શુકને તે જંગલમાં ગયો. બે દિવસથી ભુખ્યો ડાંસ જેવો હતો. તેની સઘળી હિમ્મત આજે પેલાં શુકન ઉપર હતી. હંમેશાં તે હંસનો શિકાર કરતો. બે દિવસથી હંસલા દેખાતા ન્હોતા.

શિકારની આશામાં ને આશામાં તે આગળ વધ્યો. નદીને કાંઠે તેણે એક રોઝને પાણી પીતું દીઠું. શિકાર હાથ આવ્યો છે એમ ધારી વખત ન ખોતાં તેણે તીર સાધ્યું. રોજ તે ઝીણા જીવ મારતો હતો આજે મ્હોટો જીવ હાથ આવ્યો છે એ જોઇ ત્હેનો ઉત્સાહ વધ્યો.

કણબી જેમ ઢીલો કેસ થાળે નાખી દેય એટલું શરીર વાળી ત્હેણે નિશાન માંડી તીર ફેંક્યું પણ મારનારથી રાખનાર મ્હોટો એટલે નિશાન ચુકાયું અને નદીના કાંઠાના એક ઉજડ ટીંબામાં તીર ખુંચી ગયું.

રોઝ તો ભાગી છુટ્યું; પારાધિ નિરાશ થયો. આજનાં શુકનને પણ ત્હેણે અફળ માન્યું. નિરાશામાં પગલાં ભરતો, ભુખે લથડતો તે ટીંબા પાસે આવ્યો અને ટીંબામાં ખુંચી ગયેલ તીર ખેંચ્યું.

તીર તે તેમાં સજ્જડ થઈ ગયું હતું. એટલે તેણે પાસેના છરા વ. માટી દુર કરી એટલામાં તો ત્હેની કોણીએ એક દેગડાનું કડું અડકયું. ત્હેણે બારિકીથી જોયું તે કાટ ખાઇ ગયેલ એ કડું દેખાયું. છરાથી વિશેષ ધૂળ દૂર કરી તો તેને તેમાં એક દેગડું દેખાયું. ત્હેણે આવેશમાં ને આવેશમાં એ દેગડાપરની માટી ખસેડી તે અંદર કોરીના સિક્કાઓ ચમકતા દેખાયા. એક પળમાં પારાધિ આનંદમા આવી ગયો. તેને સાકરનાં શુકન સાકર જેવાં લાગ્યાં.

ત્હેનો પ્રભુ આજે પાધરો હતો. એટલે તેમાંથી ત્હેણે થોડી કોરી લઇ બાકીની ઉપર પાછી માટી ફેરવી દીધી.

ઘેર જઇ પોતાની સ્ત્રીને ત્હેણે આ વાતથી વાકેફ કરી. બજારમાંથી તે દાણો લાવ્યો. બધાંય નિરાંતથી જમ્યાં. રાત્રી પડતાં બને સ્ત્રી પુરૂષ ઘેલા દેગડાવળી જગ્યાએ ગયાં. સ્હવારનાં સુરજ ઉગીને સર થાય તે પહેલાં ફાંટે ફાંટે સઘળી કોરીઓ ઘરભેગી કરી દીધી.

(૪).

સાકર અને પૂરીએ તે આખો દિવસ અન્ન પાણી વિના ગાળ્યો. આ નણંદ ભોજાઇના ઉપવાસની ઘરમાં કોઇને ખબર પડી નહિ ભાલી આખો દિવસ ચિંતાતુર રહી આશાની પુતળી સરિખી હીંસીલી નણંદ અન્ન પાણી વિના પ્રાણત્યાગ કરે તો પોતે જીવીને શું કરવું? દિવસ અને રાત બને નણંદ ભોજાઇએ પ્રભુ પ્રાર્થનામાં ગાળી. એ પારાધિએ પોતાના શુકનથી કેટલી હરણીઓને માર્યાં હશે—કેટલા નિર્દોષ હંસલાઓના પ્રાણ લીધા હશે એ વિચારે ખીલેલી ફુલકળી સરિખી સાકર એક દિવસમાં તો કરમાઇ ગઇ. સ્હવારે ઉઠીને સાકરની માતાને પોતાની વહુ દીકરીના ચહેરા.

જોઇ ચિંતા પેઠી. રોજ આનંદમા ડોલતી આજે સાકર આમ કેમ લાગે છે તેની તપાસ કરી. જવાબમા ભાભી નણદે 'જરા ઠીક નથી' એમ કહી ટુંકમાં પતાવ્યું.

બીજા દિવસનું સ્હવાર થયુ એટલે પેલા પારાધને વિચાર આવ્યો કે પૈસા તો હવે સાત પેઢી સુધી ખુટે નહિ એટલા મળ્યા. પણ એ મળ્યા નગરશેઠની દીકરીના શુકનથી એ શુકનમાં એટલું બધું ફળ આવ્યું એનું કારણ કે નગરશેઠ જૈન છે. જીવહિંસા કરતા નથી એટલે એની છોકરીના શુકનમા પણ આટલું બળ! પારાધિને આ સર્વ વિચારોથી આત્મભાન થયુ તે પોકારી ઉઠયો

આ ભવ એળે જાય,
 એઠી અવાર નહિ,
ભવ ખેય ભુલ્યો,
 ફોકટનો ફેરો થયો

જો આજથી હુ આ તીરકામઠુ ફેકી ન દઉ તો મ્હારા બધાય ભવ નકામા જશે હિંસા કરી કરીને થાકયો તોય બે પાંદડે ન થયો અને અહિંસાવાદીના એક શુકન માત્રથી આટલુ કલ્યાણ થયુ તો આપણે હવે હિંસા હરામ છે હવે તો ખાવુ પીવુ ને પ્રભુનું નામ યાદ કરવુ. તેણે આ વિચાર પોતાની સ્રીને જણાવ્યો. તે પણ કબુલ થઇ.

બીજી પળે પારાધિને સાકર યાદ આવી એની ઇચ્છા થઇ કે એ કુમારીકાને પોતાથી બ્હેન ગણવી અને એના રોજ દર્શન કરવાં. આ વિચારે તે સૌ હોંશી લઇ તેને બ્હેન કરી કાપડું આપવા ચાલ્યો.

સુરજ થોડો ઉપર ચડયો છે. સાકર મેડીની બારીએ બેઠી બેઠી પ્રભુની પ્રાથના કરી રહી છે એટલામાં તો સારાં નવાં કપડાં પહેરી હાથમાં તીરકામઠું લઇ ત્હેણે પેલા પારાધિને આવતો દીઠો. સાકર તુરત ઘરમાંથી ભાભીને બારી આગળ તેડી આવી

"ભાભી ! ભાભી ! જુઓ જુઓ એ ગઇ કાલે ખુબ શિકાર કરી આવ્યો છે તે આજે નવાં કપડાં પહેરી નીકળ્યો છે. અરરર ! એણે મ્હારા શુકને કેટલી બધી હિંસા કરી હશે ?" આમ કહેતી સાકરે માથુ કુટયું.

એટલામા તો એ પારાધિ સાકરની બારી નીચે આવી ઉભો.

"બાઇ ! હાલો હાલો નીચે એને સમજાવીયે, નકર એ મેને કહેશે કે ત્હમારા શુકને એને સારો શિકાર મળ્યો અને આખા ગામમા આપણો ફજેતો થશે."

પૂરી નણુંદને સાથે લઇ તુરત નીચે ઉતરી પછી તેઓએ મેડીના પછવાડેના બારણે રસ્તાપર ઉભેલા પારાધિને ઇશારતથી બોલાવ્યો. પારાધિ આવતા પૂરી બોલી ઉઠી —

"ભાઇ લે આ પચીસ કોરી પાઘડીની—ત્હને કાલે અમ્હારાં શુકન થયા છે એ વાત કોઇને કહીશમા. અમ્હારા પાપનુ પ્રાયશ્ચિત અમ્હે કરી લેશુ."

પારાધિ આ સાભળીને હસ્યો

" બ્હેન કાલે તો ત્હમારા શુકનથી હુ ન્યાલ થઇ ગયો અને ....."

"બસ—બસ કૃપા કરી આ કોરી લે અને તું શુકનની વાત ભુલી જા ત્હે કરેલી હિંસાના બદલામાં અમ્હારે પ્રાણુ આપવા પડશે "

" પણ મ્હેં હિંસા નથી કરી. હું ખોટીયું વાતું નથી કરતો સુરજની સાખે ને રામને નામે ત્હમને હું ખાત્રી આપું છું કે મ્હેં કાલે એકેય જીવ નથી માર્યો" આમ કહેતો પારાધિ પૂરી અને સાકરને ખાત્રી આપવા લાગ્યો.

ત્હેણે ગઇ કાલના શિકારની વાત આ નણંદ ભોજાઇને ટુંકમાં કહી સંભળાવી અને છેલ્લે કહ્યું કે " લ્યો આ સો કોરી ! હું સાકર બ્હેનને કાપડાની આપવા આવ્યો છું."

સાકર તો પ્રભુની આ કૃપાથી જીવતી થઇ ગઇ. તેનું ફીક્કું વદન એકાએક ખીલ્યું. પ્રભુએ હિંસાના કલંકથી ઉગારી એ માટે ત્હેણે એજ વખતે પ્રભુની પ્રાર્થના કરી.

" ભાઇ એ સો કોરી હું ત્હને પાછી આપું છું."

" નહિ—નહિ ત્હમારે એ લેવીજ પડશે આજથી હું ત્હમારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે એક પણ જીવની હિંસા નહિ કરૂં." આમ કહેતાં એ પારાધિએ તીરકામઠાંના કકડા કરી ત્હેમના દેખતાં ફેંકી દીધા.

ભાભી નણંદે તુરત અપવાસ છોડયો અને પ્રભુનો પોતાની લાજ રાખવા માટે પાડ માન્યો.

× × ×

કુંતલપુરના એ પારાધિ કુટુંબે એ શુકનની યાદમાં કોઇ દિવસ જીવહિંસા કરી નથી. અને પારાધિના ધંધાને તિલાંજલી આપી ખેતીના ધંધાને સ્વીકાર્યો છે.



# ભીમો જત.

તરવારૂના તોરણ બાંધ્યા,
ભાલે પોખાણો બીમ.
નાથાણી નર વંકો,
ભીમા તારો દેશમાં ડંકો.

"ફેર આવ!" ગર્ભિણીના ગર્ભ પડી જાય તેવી પડછંદા પડતી ત્રાડ નદીની ભેખડમાંથી પડી.

એ અવાજમાં કંઇ ન રહમજી શકાય તેવું સત્તાબળ હતું. નદીમાં ઘુઘરમાળ ઘમકાવતા બળદો આ ત્રાડથી ચમકીને થોભ્યા અને ગાડાવાળાઓના ખૂબ પ્રયાસ છતાં તેઓ પત્થર માફક જ્યાંના ત્યાં જડાઇ ગયા. ગાડામાં બેસનારાઓના હોશકોશ ઉડી ગયા. ત્રો રહમજી ગયા કે આ ત્રાડ બીજા કોઇની નહિ પણ ભીમા જતની હોવી જોઇએ.

"એવા! કયાંના ગાડાં સે? કેમ કોઇ બોલતું નથી?" નદીની ભેખડમાંથી એક કદાવર માણસે ઉભા થઇને પડકાર કર્યો. "કો

કોઇને ફરીથી થરથરાટી છૂટી ગઇ અને સૌએ વળાવીઆ સામે આશાભરી દૃષ્ટિએ જોયું.

વળાવીઆ સિપાઇએ જવાબ આપી જણાવ્યું કે, 'ગાડાં તો વાડાસડાનાં છે."

'આમ મોડાં કેમ થયાં?" કદાવર પુરૂષ ગાડાં પાસે આવ્યો અને મોખરે ચાલતા ગાડાના બળદની ઝુલ ઉપર હાથ ફેરવ્યો. આ વખતે તેના બીજા સાથીદારોની દશની ટોળી ઝાખડમાંથી બહાર નિકળી આવી.

"જાનના કામ એટલે નિકળતાં મોડું થયું." વળાવીએ સાચો ખુલાસો કર્યો.

"કોની જાન છે?" ટોળીમાંના બુકાની બાંધેલ એક યુવાને પ્રશ્ન કર્યો.

"પાડાસડાના વનેચંદ શેઠના દીકરાની."

"કયે ગામ પરણવા ગઇતી?"

"ધોરાજી."

"ત્યારે તો છોડો ગાડાં"

"કેમ?" વળાવીએ બંદુકની નળી ફેરવી.

"ઇ તારી બંદુકડી એમની એમ રહી જશે. હું કોણ છું તે જાણે છે?"

જાનના કુલ ચાર ગાડાં હતાં. વરરાજાના ગાડા આગળ, આ હોંસાતોંસી ચાલતી હતી એટલામાં, તો સૌ વીંટળાઇને ઉભા. સ્ત્રીવર્ગે તો કકળાટ કરી મેલ્યો. ટોળામાંથી એક વૃદ્ધ સરખો વણિક સઘળી હિમ્મત એકઠી કરી,ને આગળ આવ્યો.

"ભાઇ! તમો કોણ છો? અને શા માટે અમને રોકો છો?"

"હું ભીમો જત ! કેમ કોઈ દિવસ નામ સાંભળ્યું છે, શેઠ !"

વૃધ્ધે દ્દઢતાથી કહ્યું, ભીમા જતને કોણ ઓળખતું નથી ? એનું બારવટું તો દેશ દેશમાં વખણાય છે."

"હું જાનને તો કોઇ દિવસ લુંટતો નથી. પણ ધોરાજી સામે મારે બારવટું છે, માટે આજ તો લુંટ કરવી પડશે."

"અરે બાપુ ! અમે તો ભાદરકાંઠે વાડાસડાના રહીશ. અમારા ઉપર શા માટે કોપ કરો છો ?"

"શેઠ ! આટલી વાત બીજો કોઇ બારવટીઓ કરે ખરો ? કાઢી નાખો ! ઘરેણા અને રોકડ ? નહિ તો જાનથી જશો !" ભીમાના એક સાથીએ પડકાર કર્યો.

આ પડકારથી ટાઢીઓ તાવ આવ્યો હોય એમ આખી જાન ધ્રુજવા મંડી.

વળાવીએ મરવું કે મારવું એવો નિશ્ચય કર્યો. વૃદ્ધ વણિક આખી પરિસ્થિતિ આંખના પલકારામા પામી ગયો.

"ભીમા બાપુ ! તમારૂં બારવટું પ્રમાણિક ગણાય છે. તમે તો શૂરવીર છો. તમે કોઈ દિવસ જાન લુંટતા નથી. અને આજે આ શું ?"

"શેઠ ! ધોરાજી નામ સામે મારો તિરસ્કાર છે."

"એટલા માટે જો તમારો કોપ હોય તો તમે કહો તેટલો દંડ ભરી આપીએ. પણ અમારી જાન ન લુંટો. બાપુ ! અમારી આબરૂ તમારા હાથમાં છે." આમ કહેતાં વૃધ્ધે વરરાજાને ગાડા ઉપરથી ઉતાર્યો અને ભીમાના પગમાં નાખ્યો.

"હં ! હં ! હં ! શેઠ ! એને પગે તો મારે પડવું જોઇએ

એ તો વરરાજા છે વરરાજા! "ભીમો ન સમજાય તેવા હાસ્યે હસ્યો, અને પાછો તરવાર પર હાથ નાખીને બોલ્યો, "ભીમો શરણે આવેલાને લુંટતો નથી. ભીમાની તલવાર શરણ યાચનારની હંમેશની રક્ષક છે."

"ભીમા બાપુ! તમારી મર્દાનગીની વાત તો સારા એ કાઠિયાવાડમાં આજે થઇ રહી છે. 'ભીમા જેવા નર વંકા' તો પૃથ્વીને પાટલે કોઇ થયા નથી ને થશે નહિ"

વૃદ્ધ વણિકની જીભે વળાવીઆની એકસો બંદુક જેટલું કામ કર્યું.

"ધનેચંદ શેઠ! ભીમો જાનને લુંટવામાં પાપ માને છે, પણ ધોરાજીની કન્યા એટલે દંડ તો તમારે ભરવોજ પડશે."

"બાપુ! તમે કહો તેમ અમે કરવા તૈયાર છીએ."

"ત્યારે પરમેશ્વરના કસમ ખાઇને કહો કે આજથી ખેડુ-તોના ખાતાંઓમાં જરાએ દગો નહિ કરૂં; ગામની સ્ત્રીઓને બેન દીકરી માનીશ; રાજાઓની ખોટી ખુશામત નહિ કરૂં; અને દંડ. તો હજી બાકી છે."

"તમે જેમ કહો તેમ કબુલ."

"ત્યારે કાલે વાડાસડામાં ભીમા જતને નામે બ્રાહ્મણોની ચોરાસી જમાડજો શેઠ.

"જરૂર જમાડું બાપુ!" શેઠે છૂટકારાનો દમ ખેંચ્યો.

(૨)

ગોંડલ ઉઠે ગોંડલી,
જ્યાં પાણીઆરીયું પાણી ભરે,

જેને ધબુકે ઘુઘરમાળ,
ત્યાં કુંભડો રાજ કરે.

"સાંભળ્યું ! આજે ભીમે ત્રણ ગામ ભાંગ્યા."

"હા. એણે તો હમણાં રંગ જમાવ્યો છે. રોજ એકાદ ગામ તો ખરૂં જ."

"અરે ! હું મારી માશીને લીલાખે મળવા ગઈતી, પણ ત્યાં તો ભીમાના નામની રાડ ફાટે છે, રાડ."

ગોંડલની નદીને પાણી શેરડે બે સ્ત્રીઓ માથે પાણીની હેલ સહિત ચાલતી ચાલતી આ પ્રમાણે વાતો કરે છે, તેટલામાં એક મુસાફર જેવો લાગતો માણસ સામેથી આવતો જણાયો, અને જોઈને આ સ્ત્રીઓ ચમકી. આંખની ઇશારતથી આ સ્ત્રીઓ અને નવા આવનાર વચ્ચે વાતો થઈ.

સ્ત્રીઓ ગામ તરફ ગઈ અને નવો આવનાર માણસ નદી કાંઠે જઈ બેઠો. થોડીવારમાં તે બે સ્ત્રીઓમાંથી એક સ્ત્રી ફરીથી પાણી ભરવા આવી. નદીના ઉપલા ભાગમાં કોઈ ન દેખે તેમ ધીમેથી નવા આવનાર માણસ પાસે ગઈ. ચારે તરફ બારિકીથી જોઈ ધીમે રહીને એ સ્ત્રીએ પૂછવાને કહ્યું, "બપોરે ધોરાજી !!"

"ના. સાંજે"

"ધોળે દિવસે ?"

"હા. ધોળે દિવસે."

"ભીમો ક્યારે આવે ?"

"હું ધોરાજી પહોંચું તેટલા વખતમાં તે પહોંચી જવો જોઈએ."

"ભલે ! બીજું કંઇ ?"

" એ ગઢમાં રહે. ' એમ બોલતો બોલતો એ પુરૂષ થોડે દૂર ચરવા મુકેલ ઘોડી પર સવાર થઇ પવન વેગે ધોરાજીની દિશા તરફ ઉપડયો

રસ્તામાં ભાદર કાઠાના એક ગામડાના પાદરમા તે થોભ્યો ઘોડીને ગામ બહાર ચરતી મૂકી, ગામની પછવાડેથી દાખલ થઇ, નજીક આવેલ ડેલીની તેણે સાકળ ખખડાવી

" કોણ ? " અદરથી અવાજ આવ્યો

" એ તો હુ."

અવાજ પરખાયો હોય તેમ અદરથી પૂછનારે આખના પલકારામાં ડેલીનુ કમાડ ખોલ્યુ.

નવો આવનાર અદર દાખલ થતાજ એક પચીસ વર્ષની સ્રી તેની ગરદને વળગી પડી

" નન્નુ ! બહુ હેત બાકી રહ્યુ છે કે શુ ? "

" ભીમા ! તુ એક દિ પણ છેટો રહે છે ઇ મને ગમતુ નથી. હવે બસ કરને "

' અરે ! હજી તો પાશેરમા પ્હેલી પુણી છે—આજે ઘોળે દિવસે ધોરાજી ભાગવુ છે "

' હવે ધનના અને ધાનના તો તે ઢગલા કર્યા છે તો મોજીલા ! મારી સાથે રહી થોડી તો મોજ માણુ ! "

" નન્નુ ! શૂરવીરોની મોજ તો તરવારથીજ હોય અને .."

" ત્યારે આઘો રહે-મને મુકી દે."

" તુ તો તરવારની બીજી બ્હેન છે! કા ' તેગ ' કા ' નરીયા ' એટલે તરવારને છોડુ તો તને છોડુ " આમ બોલતા બોલતા ભીમાએ નન્નુનો હાથ પકડી ઓસરી પરના હિંડોળા ઉપર પોતાની પાસે ખેંચીને બેસાડી

" ભીમા ! ફરીથી કહું છું કે સંતોષ પકડ. કુંભાજી સાથે આમ વેર કેટલો વખત રાખીશ ? ગમે તેમ તો ય રાજા છે. એની પાસે ખૂબ સાધનો છે. "

" ગાંડી રે ગાંડી ! " ભીમો હસ્યો; " ભીમાની તરવારમાં તને ભરૂસો છે કે નહિ ? "

" પણ આટલાં બધાં વેર ના હોય. "

" મારે રાજા હારે ક્યાં વેર છે ? મારે તો અન્યાય સામે વેર છે. "

" ભીમા ! ભીમા ! પણ એને તું કેમ પોંચશે ? "

ભીમો હસ્યો, અને બોલ્યો;

" ભાખડા બાંધી બેઠ
તંઇએ માડીપણું મળે નહિ;
ઝાટકાની પડે ઝુંડ,
કણુ ઉડે કેસરી તણાં.

" હા. તારી તરવાર જમીયલશાએ મંત્રી છે એ હું જાણું છું, તેથી તો હું તને રજા આપું છું. બાકી મારા દિલના બાદશાહને હું જવા દઉં ખરી ? " આમ કહેતી નન્નુ ફરી વૃક્ષને વેલડી વળગે તેમ ભીમાને વળગી.

" નન્નુ, જગતની બધી તરવારો બુઠી થઇ જાય, પણ જમીએલશાની આ તરવાર એવીને એવી જ........"

" નન્નુ, નન્નુ, બ્હારથી કોઇએ ડેલીની સાંકળ ખખડાવી.

નન્નુ સફાળી ભીમાના ખોળામાંથી બેઠી થઇ ગઇ. " કોણ એ ! "

" ઉઘાડ ! એ તો હું સાંગો પટેલ. "

" જરાપણ મુંઝાયા વગર આ બહાદુર સ્ત્રીએ ભીમાને ડામચીઆ પાછવાડે સંતાડયો અને પછી ધીમેથી બારણું ઉઘાડયું.

સાંગાએ રૂળીઆમાં દાખલ થતાં ચારે તરફ બારિકીથી નજર ફેંકી.

" કેમ ! જતના કંઇ ખબર ? "

" પટેલ ! મને તમે એ શું કરવા પુછતા હશો ? "

" જો,-નન્નુ, ગામમાં ખુબ અફવા છે કે, બારવટીયો તારે ત્યાં આશરો પામે છે. "

" પટેલ હું કંઇ એવી બીકણુ છુ કે એવા ચોરીઆં સાટા કરૂં ?

" હું તો તને ચેતવણી આપું છું. તું ચાઉસની દીકરી, અને ચાઉસ આ ગજનો વફાદાર નોકર હતો; એટલે ઠાકોર સાહેબની તારા ઉપર રહેમ છે. માટે તું સાવચેત રહેજે." પટેલે આમ કહેતાં કહેતાં ઓસરીમાંથી નન્નુના ઘરમાં એક દ્રષ્ટિ ફેંકી ને પાછો ચાલ્યો ગયો.

( ૩ )

ધાક દિ ધોરાજી ભાંગી,
થરથર કંપે ગોંડલીયાં ગામ;
છ નાથાણી નર વંકો,
ભીમા તારો દેશમાં ડંકો

સાંજના ચારનો સમય હતો. ધોરાજીના દરવાનો કાવો કસુંબો લેતા હતા, ત્યાં તો પવનવેગે ખબર આવ્યા કે ભીમો પોતાના સાથીઓ સહિત ધસ્યો આવે છે.

સટોસટ ગઢના દરવાજા બંધ થયા ધોરાજીના જમાદારે સિપાઇઓ અને પસાયતાને એકઠા કર્યા. ગામમાં ખબર પડતાં બજારની દુકાનો ફટાફટ બંધ થઇ ગઇ, અને એક પલમાં તો આખા ધોરાજીમાં હડતાલ પડી હોય તેવો દેખાવ થઇ રહ્યો. સૌ કોઇ બારણું બંધ કરી ઘરમાં ભરાયા.

ભીમે બાંધી ભેંઠ
તે દિ ઉપલેટું ઉંઘે મળ.

એક એપુતે આવી જમાદારને ખબર આપ્યા કે ભીમાએ આજે ઉપલેટા પણ ભાગ્યુ. છે

દૂરથી બંદુકના અવાજો સભળાયા જમાદાર બહાદુર હતો. મરવુ પણ ગામ ન ભાગવા દેવું એવો તેણે નિશ્ચય કર્યો

ભીમો પોતાના સાથી સાથે ગઢના દરવાજા આગળ આવી પહોંચ્યો દરવાજા બંધ જોઇ ભીમો હસ્યો તેને ખીમો યાદ આવ્યો. પોતાના સાથીઓને તેણે પડકારો કર્યો " હ મારો બાપો ' રાગ લ્યો હાથમા શુ ભાર છે ? ઉપર જઇ ખીમાને પડકારો. "

પોતાના સરદારનો હુકમ થતાની સાથે એક પર બીજો, બીજા ઉપર ત્રીજો, એમ ગીડી બનાવી બારવટીઆ રાગે ચડ્યા અંદરથી નિશાનો મંડાણા, ભીમાના ચાર માણસો મરણીઆ થઇ અંદર કુદી પડયા રાગની અંદર ધીંગાણું ધ્રમચ્યુ. જોત જોતામાં તો ભીમો જત રાગ પરથી અંદરના રોળામાં કુદ્યો અને તેની, સામે એક આમડી દશ તરવાર ઉપડી પણ ખીમો ગોંડલીયો કે જે કુંભાજીનોજ માણસ હતો તે ભીમાની વ્હારે આવ્યો થોડા કલાકો ૨ડવા નાનુ સાથે ગેલ કરતો|ભીમો અત્યારે યમ સ્વરૂપ લાગતો હતો તેણે જોત જોતામા એકલે હાથે આઠને પુરા કર્યા.

આ વખતે સ્હવારે ગોંડલી નદીને કાંઠે થયેલ સંકેત મુજબ ભીમાએ ગઢના દરવાજા ઉઘાડી નાખ્યા. ભીમાના બ્હાર રહેલા માણસો અંદર ધસ્યા જમાદારની હિંમતનો હવે સરવાળો થવા માંડયો. તે બહાદુરીથી લડયો, પણ આખરે પકડાયો. ગઢનો કબજો ભીમાના હાથમાં આવ્યો, અને ભીમા જતની સત્તા ધોરાજીમાં જામી. ભીમો સીધો બ્રાહ્મણવાડે ગયો. ભૂદેવો તો બ્હીકના માર્યા બારણાં બંધ કરી ઘરમાં ભરાયા હતા.

"ગોર મહારાજ! બારણું ઉઘાડો તમને ત્રણ ગગાની ગોળી ખવડાવવી છે." અંદરથી કંઇ જવાબ ન મળ્યો એટલે ભીમે એક લાત મારી બારણું તોડયુ ઘરમાં ભટ્ટ તથા ભટ્ટાણી ધ્રુજતાં હતાં.

"ગોર! ધ્રુજો માં. ભીમો તમને દુઃખ નહિ દે. જાઓ આજે તમને લાડુ જમાડવાના છે, બધી બ્રાહ્મણની નાતને એકઠી કરી ચોરાસી કરો"

"જય થાઓ? ભીમા જતની જય થાઓ, "

ગોર મ્હારાજે ધ્રુજતાં ધ્રુજતાં આશિર્વાદ આપ્યો.

"ચાલો મ્હારાજ? ધોરાજીનો ધણી અત્યારે ભીમો જત છે. ગોળ, ઘી, લોટની દુકાન બતાવે."

બીચારા ભૂદેવે સાથે જઈ દુકાનો બતાવી. ભીમાના માણસોએ દુકાનો ફાડી અને લોટ, ઘી, ગોળ વિગેરે વસ્તુઓનો કબજો ગોર મહારાજને સોંપ્યો. આ ફરજયાત લાડુનું જમણ જમવા માટે ગોરે બ્રાહ્મણવાડાના બધા બારણા ઠોકયાં. અને બીકથી ગભરાયેલા ભૂદેવોને માંડમાંડ એકઠા કર્યા. ભીમો આ વખતે વાણિયાવાડે ગયો. વાણિયાઓ તો ભીમો આવ્યા પહેલાં ફલાકોથી ઘરમાં ભરાયા હતા. ભીમા જતે એક ઘરનું બારણું તોડયું. અંદર એક સોળ

વર્ણની સુંદરી દેખાઇ. ભીમાએ એ રૂપ જોઇ પોતાની આંખો નીચે ઢાળી માત્ર એને અંગે દાગીના હતા, તે તરફ જોઇ તે બોલ્યો, "ગભરાયા વિના તારા દાગીના ઉતારી આપ."

"ભાઇ તમારૂં બારવટું તો બહુ વખણાય છે કે તમે તો દયાના સાગર છો. તમે મારા ભાઇ છો; મારા ઉપર દયા કરો હજુ તો હું ગઇ કાલેજ પરણીને આવી છું."

ભીમો બાઇ તરફ જોઇ હસ્યો.

"ત્યારે વિવાહમાં ભાઇને તેડાવવોતોને ? દાગીનાના તો ઢગલા કરી દેત!" આમ કહેતા ભીમાએ પોતા પાસેથી એક હેમનો હાર કાઢયો અને કહ્યું, "બ્હેન! લે, આ હાર તારાજ નસિબનો લાગે છે, ઉપલેટા હમણાંજ ભાંગ્યું. અને આ ઉપલેટાનો હાર તનેજ શોભશે. ભાઇનું આટલું કાપડું સ્વીકારીશ ને ?"

ભીમા જતની આ ઉદારતા જોઇ આ યુવતી આશ્ચર્ય પામી.

"ત્યારે બ્હેન! બતાવ, આમાં નગરશેઠનું ઘર કયું ?"

બ્હેનથી આ ભાઇના સવાલને પાછો વળાયો નહિ. તેણે દિલની નામરજી છતાં નગરશેઠની મેડી ચીંધી. ભીમાએ બ્હેનને ચીરપસલી આપ્યા પછી એક પલકમાં ધોરાજીમાંથી ધનના ઢગલા ભેગા કર્યાં. બ્રાહ્મણોએ આ અરસામાં લાડુ તૈયાર કરી નાખ્યા, અને દિવસ અસ્ત થયાં પ્હેલાં 'હરહર મહાદેવ' ના ઘોષ વચ્ચે બ્રાહ્મણોએ ભીમા જતની જય બોલાવી લાડુ આરોગ્યા. લાડુ ઉપરાંત બ્રાહ્મણોને ધોરાજીના ધનિકોએ એકઠા કરેલા દ્રવ્યમાંથી ભીમાએ સંતોષકારક દક્ષિણા પણ આપી.

ઘાળે દિ ધોરાજી ભાગી,
**ભીમે** ભવાયા રમાડયા,

ઇ ઘોડાઉનું દીધ દાન,
ઇ નાથાણી નર વંકો

રાતે **ભીમા**એ ધોરાજીમા ભવાયા રમાડયા, અને રાજનાં જેટલા ઘોડા હતા એ બધાના દાન ભવાયાને દીધા બીજે દિવસે સ્હવારના **ભીમા**એ આખુ નગર જમાડયુ. આમ **ગોંડ**થી વ્હાર ચડે અને ધોરાજી આવી પહોંચે એ પ્હેલા **ભીમા**એ ધોરાજીમા ખૂબ ધામધુમ કરી

(૪)

"હાશ ! હવે તો હુ ખૂશ થઇ મારો **ભીમો** હવે નિરાતથી મારી સાથે રહેશે"

"**નન્નુ** ! તને નામર્દાઇ કેમ ગમે છે ?"

"નામર્દાઇ નહિ પણુ **ભીમા** ! તારા જેવા બ્હાદુરની સ્ત્રી થઇને રહેવુ એ કોને ન ગમે ?"

'બ્હાદુરની સ્ત્રી વિલાસની શોખીન ન હોય એની તો રગ રગમા શૌર્ય શોભે"

"હુ તો જેવી છુ તેવી છુ પણુ મારા જતનુ હેત ઇચ્છુ છુ આજે મારી ડાબી આખ ફરકે છે, એટલે મને સ્હવારથી ચિંતા થાય છે માટે આજનો લ્હાવો લીજીએ, કાલ કોણે દીઠી છે?'

"**નન્નુ** ! શૂરવીરને મર્દ બનાવે એ સ્ત્રી કે શૂરવીરને પાવૈયા બનાવે એ **સ્ત્રી** ? શૂરવીરને શુકન કેવા ?"

"**ભીમા** ! ગમે તેમ કહે પણુ મને આજે કઇ થાય છે તુ માને તો આપણે અહિંથી ભાગી જઇએ તે દિવસથી **સાંગો** મારા ઉપર ખાસ નજર રાખે છે"

"તું કહેતી હો તો સાંગાને હમણાંજ શિક્ષા કરી આવું."

'ના ના એવું કંઇ નથી. હું તો માત્ર ચેતીને રહેવા માટે તને કહું છું."

ધોરાજી ભાંગ્યા પછી પંદરમે દિવસે ભીમો આજે નન્દુ પાસે આવ્યો હતો. આખા ગોંડલ રાજ્યમાં ભીમાના નામનો હાહાકાર વરતી રહ્યો હતો. ભીમાનું બહારવટું જોઇ ગોંડલનો ધણી કુંભોજી પણ આશ્ચર્ય પામ્યો. એતુતને, બ્રાહ્મણને, વિધવાને અને કોઇ પણ અપંગને ભીમો લુંટતો નહિ. માત્ર રાજના અમલદારો અને વેપારીઓ ઉપર એની નજર હતી. જે જે ગામ તે ભાંગતો એ ગામના પોલીસ પસાયતાને બાંધીને ઉંધે માથે લટકાવતો, વેપારીઓના ઘર લુંટતો, બ્રાહ્મણોને જમાડતો અને ગરીબોને દાન દેતો કુંભાજીને આ બહાદુર બહારવટીયાને જીવતો પકડવાના ખુબ અભિલાષ હતા, ધોરાજી ભંગાયા પછી એની એ લાગણી તીવ્ર બની હતી. એણે ભીમાને જીવતો પકડનાર માટે મોટું ઇનામ કાઢયું હતુ. આજે ગોંડલથી ચડેલી વ્હારને ખબર મળ્યા હતા કે ભીમો ભાદરકાંઠા તરફ છે. આ વ્હાર સાથે સાંગો પટેલ ભળ્યો હતો, અને નન્દુની એક પાડોશણ દ્વારા ભીમો આજે નન્દુના ઘરમાં ભરાયો છે, એવા ખબર વ્હારને મળી ચૂકયા હતા. ગામથી એક ગાઉ દૂર ભીમાને પકડનારાઓ વિચાર કરી રહ્યા હતા એમ કહેવાતું કે ભીમાને જમીયલશા નામના એક ફકીરે એક તરવાર અને એક માદળીયું આપ્યાં હતાં. જ્યાં સુધી ભીમાના શરીર ઉપર માદળીયું હોય, ત્યાં સુધી એક પણ ઝાટકો અથવા ગોળી ભીમાના શરીરને લાગતી નહિ. અને ભીમાની તરવારનો ઘા ખાલી જતો નહિ. ભીમાને પકડનારાઓ મૃત્યુના મોંમાં જવાની હિંમત નહોતા કરતા.

"નન્નુ ! આજ તો મારી ઇચ્છા છે કે ઘણા દિવસથી નાહ્યો નથી તો ભાદરમાં જઇને નાહી આવું.'

'નહિ, નહિ, મારા દિલજાનને નદીથી પાણી લાવીને હું ઘેર નવરાવીશ"

"નન્નુ ભીમાને કોની બીક છે ?" ભીમો હસ્યો, "પાછી નામર્દાઇ બતાવી કે ?"

"નહિ, મારા જાન ! આજ તો નહિ જવા દઉં, મારી ડાબી આંખનો મને ખૂબ વહેમ છે."

ભીમો હસતો હસતો ઉઠયો.

"હું નદીએ નાહીને હમણાં આવીશ" તેણે નન્નુના વીખરાયેલા બાલ પર હાથ ફેરવ્યો અને બીજી પળે એ ડેલી બહાર નકિળી પડયો

નદીએ જઇને કપડા કાઢી તેણે કછોટો માર્યો. ઘણા દિવસથી નાહેલો નહિ હોવાથી શરીર ચોળીને નદીના બડોળા પાણીમાં ન્હાવાનુ તેને ઠીક લાગ્યુ કોણીએ બાંધેલુ માદળીયુ છોડી ચારે તરફ દૂરદૂર દૃષ્ટિ ફેરવી તલવાર, માદળીયુ અને કપડા કાંઠે મુકી તેણે ભર યૌવનમા મ્હાલતી ભાદરમા ઝુકાવ્યુ ન્હાવામા તે એટલો બધો રસમગ્ન થઇ ગયો કે કેટલો સમય થયો તેનું તેને ભાન ન રહ્યું. તે હજુ પાણીમાજ છે, ત્યા નદીને સામે કાંઠે સવારોની હાર દેખાઇ. સવારો ભેળો સાંગો પટેલ હતો ઇ ભીમાને પીછાનતો હતો તેણે બ્હારના વડાને કહ્યુ –

'આ નદીમાં ન્હાય છે એજ ભીમડો' ભીમો પણ એક પલકમાં સાવધ થઇ ગયો, સ્હામે લગભગ સો સવારો હતા, અને પોતે એકલો હતો. એ માપ માપી લઇ પોતે સાવચેતીથી જ્યાં કપડાં

ઉતાર્યાં હતાં ત્યાં આવ્યો. એટલામાં તો કાંઠેથી હાકલ પડી—"હાં, હાં, પકડો ! પકડો ! મારો ! મારો" ભીમો તલવારને કપડાં ઉપાડતો ભાગ્યો.

મે તો ભાપું ભાગ્યો ભીમડો,
તા તો વછુટયો વાઘ;
સામે માથે ઝુઝતો,
દિલમાં એ સિંહરાજ.

'ભાયડો હોય ઇ આવી જાય, દીકરાઓ ! ભીમાનો હાથ જુઓ.' આમ કહતો વાઘ છુટે એમ ભીમો વછુટયો અને કુદ્યો ચારે તરફથી પોઠાએ એને ઘેર્યો. કમનસિબે લુગડાં સાથે ઉપાડેલુ માદળીયુ ભીમાના હાથમાથી પડી ગયું, એનુ એને ભાન ન રહ્યું. તલવાર ખેચતા તન ધાર પણ પોતાની નહિ પણ નન્નુના બાપ ચાઉસની જણાઇ નન્નુ સાથે રમતમા ભીમાએ ભૂલથી પોતાની તલવારને બદલે નન્નુના બાપ ચાઉસની તલવાર ઉપાડી લીધી હતી જમીયલશાની તલવાર અને માદળીયુ બંને અત્યારે પોતા પાસે નથી, એ વિચારે તે ખમચ્યો, પણ બીજી પળે સાવધ થઇ મર્દની માફક એણે હાક પાડી. જોતજોતામા એણે પાચ જણને પુરા કર્યા, પણ એટલામા એની તલવારના બે કટકા થઈ ગયા. ભીમો એક સવારને નીચો પાડી તેની તલવાર ખેચે તેટલામા બીજાએ એક ભાલાનો ઘા એના ઉપર કર્યો. ભાલાનો ઘા લાગતા આ અજીત કિલ્લો ડગ્યો, પણ પડતા પડતા એકની તલવાર ઝુટવી એણે ભાલો ભોકનારને પૂરો કર્યો અને બીજી પળે શત્રુના હાથમા જીવતા પકડાવુ તેના કરતા બહેતર છે એમ ધારી ભીમાએ એ તલવારથી પોતાનુ માથુ ધડથી જુદુ કર્યુ. ધન્ય બહાદરને કારે

આ ધીંગાણું ચાલતું હતું એટલામાં બ્હાવરી **નન્નુ** ત્યાં આવી પહોંચી. **ભીમો** ન્હાવા ગયા પછી નન્નુને જરા પણ ચેન પડયું નહિ. **ભીમા**ને વાર લાગવાથી બેચેન **નન્નુ** ઘરમાં ગઇ ત્યાંતો તેણે **ભીમા**ની તલવાર લટકતી જોઈ. આ ચતુર સ્ત્રી તરતજ સમજી ગઇ કે **ભીમો** ભૂલથી ચાઉસની તલવાર લઇ ગયો છે. તે એકદમ એ તલવાર લઇ નદી તરફ દોડી દૂરથીજ ઘોડાઓના હણહણાટ અને ઉડતી ધૂળથી એ સ્હમજી ગઇ કે આજે કંઇ અનિષ્ટ થવા બેઠું છે. ધીંગાણાને સ્થળે ઈ આવી પહોંચે તે પહેલાં તો **ભીમાએ** પોતાના હાથેજ પોતાનું મસ્તક ઉડાવી દીધું હતું. **નન્નુ**ને આવતી જોઇ **સાંગાએ** બ્હારના વડાને કહ્યું કે "આજ સ્ત્રી ભીમાને આશરો આપતી હતી."

વડાએ બુમ મારી, "પકડો એ રાજદ્રોહી રાંડને" અને બીજીજ પળે સવારો તેના પર છુટ્યા. પોતે **ભીમા**નું પડખું સેવ્યું છે, એ અભિમાનથી **નન્નુ**માં શૌર્ય આવ્યું જમીયલશાની અજીત તલવાર **નન્નુએ** ઉપાડી અને ચંડિકાની માફક આખીએ બ્હારનો નાશ કરી નાખ્યો. અને સહુની છેલ્લે જમીયલશાની તરવારને પોતે પોતાનો ભોગ આપ્યો. ભાદરના નિર્મળ નીર સાથે શોણિતની સરિતા ચાલી. ગામના લોકોને આ ધીંગાણાની ખબર પડી, ત્યારે મુડદાનો ઢગ નદીને કાંઠે પડયો હતો. આ ઠેકાણે આજે પણ એ શૂરવીરોનાં પાળીઆ ઉભાછે અને ત્યાંની પ્રજા ગાઇ રહી છેઃ—

ગોતીયુંનાં મારયુ કરે,
ઇ તો ઢાળે રોગાં ઢીમ;
જેમ સીંધુ રાગ સોહામણાં
ઇમ મલકમાં ભલવેરો એ **ભીમ**.

# ઈન્સાફ

—•—

" રાજા એ પ્રભુનો અંશ છે અને એની પાસેથી સાચો ઇન્સાફ મળવોજ જોઇએ."

" ખુશીથી, હું ઇન્સાફ આપવા તૈયાર છું પણ તમેય એક રાજ્યના રાજા છો તેનું કેમ ?"

" જ્યારે રાજા ગુન્હેગાર બને છે ત્યારે રાજા મટી સાધારણ માણસ બને છે. અને એ વખતે એણે ન્યાય કરાવવા માટે બીજા રાજાની પાસે જવું જોઇએ. વળી આપ અમારા રાજરાજેન્દ્ર છો એટલે અમારો ઇન્સાફ આપ નહિ કરો તો કોણ કરશે ?"

" ત્યારે તમારી હકીકત તમારા ચારમાંથી કોણ કહેશે ?"

"અમ્હારા મ્હોટા ભાઇ આપ સમક્ષ સર્વ હકીકત કહેશે. અને એ જે કહે તે અમ્હારે ત્રણેયને કબુલ છે."

તુરત આ ચાર ભાઇયોમાંથી મ્હોટો ભાઇ ઉભો થયો અને આવનપુરના રાજેન્દ્ર દરબાર અમરસિંગજી સમક્ષ પોતાની હકીકત કહી સંભળાવી. . . .

"અમ્હારૂ વખતપુરનુ ન્હાનકડું રાજ્ય આવનપુરની ગાદીને નમે છે. અમ્હેં ચાર ભાઇ છીએ. હું સૌથી મ્હોટો છું. અમ્હારા પિતા દેવેન્દ્રસિંહજીનો પખવાડીઆ પહેલાં વૃદ્ધાવસ્થાને લીધે સ્વર્ગવાસ થયો. સ્વર્ગવાસ થયા પહેલા પિતાશ્રીએ અમને ચારેયને પોતાની સમક્ષ બોલાવ્યા અને મરતા પહેલાં અમને કહ્યુ કે પોતે જે ઢોલીયા ઉપર સુતા છે તેના ચારે પાયામા એક એક રત્ન છે. પિતાશ્રીને બીજે ઢોલીયે સુવાડી એ ચારે પાયાની ડગળી કાઢી અમ્હે રત્નો તપાસ્યા અને પાછા જેમ હતા તેમ એ રત્નો પાયામા મૂકી દીધાં આ ચાર રત્નો અમૂલ્ય છે પિતાશ્રીએ ફરમાવ્યું કે તેમના મૃત્યુ પછી અમ્હારે ચારેયે તેમાથી એક એક રત્ન લઇ લેવુ આ વાત બન્યા પછી બીજેજ દિવસે અમ્હારા પિતાશ્રીએ પોતાનો છેલ્લો શ્વાસ લીધો સહુને એક દિવસ એ રસ્તે જવુ છે એવુ અમ્હે સમજતા હોવા છતા વૃદ્ધ પિતાના મૃત્યુથી અમને ચારેનેય ખૂબ દુ ખ થયુ

પિતાનુ તેરમુ કર્યાં પછી અમ્હે ચારેય ભાઇઓ એકાતમા પેલા ઢોલીયાના પાયામાથી એક એક રત્નો વ્હેચી લેવા એકઠા થયા, જયારે અમ્હે પાયામાથી છુપી ડગળીયો કાઢી ત્યારે અમ્હારી ચારેની અજાયબી વચ્ચે તેમા રત્નો દેખાયા નહિ આ રત્નો વિષે અમ્હને અને પિતાશ્રી સિવાય બીજા કોઇને કશી માહિતી ન્હોતી.

અમ્હે ચારેએ સાથે બેસી વિચાર કર્યો કે આ રત્નોનો ચોર આપણામાથી એક છે. માટે જ્હેણે લાલચમા ફસાઇ એ રત્નો લેવાની ભૂલ કરી હોય ત્હેણે એ ચારેય રત્નો બે દિવસની મુદ્દતમા આ પાયામા ગોઠવી દેવા આવો નિર્ણય કરી અમ્હે અમ્હારે કામે

વળગ્યાં. બે દિવસ ગયા, પાછા ટોલીવાના પાયા તપાસ્યા પણ રત્નો મળ્યાં નહિં. અમ્હે ચારેયે ત્યારપછી એવો નિર્ણય કર્યો કે આપ સમક્ષ અમ્હારી હકીકત જાહેર કરવી અને આપનો ઇન્સાફ સારાયે સૌરાષ્ટ્રમાં વખણાય છે એટલે અમ્હારૂં કામ અહિં સફલ થશે એમ જાણી આવ્યા છીએ. અમ્હારી એક શરત ખાસછે કે ચારેય રત્ન આપે અમને મેળવી આપવાં જોઇએ પણ એ રત્નનો ચોર કોણ છે તેની ખબર અમને કોઇને પડવી ન જોઇએ. અમ્હે ચારે ભાઇઓ એકબીજાને ખુબ ચાહીએ છીએ. જો અમને આમાં ખબર પડે કે અમુક ભાઇએ ચોરી કરી છે તો બાકીના ભાઇઓનાં દિલ ખાટાં થઇ જાય. આ તો રત્નો પણ મળે અને અમ્હે ભાઇઓ જેમ છીએ તેમ રહીએ એવી રીતનો ઇન્સાફ થવો જોઇએ. ”

“ આ ત્હમારી વાત તો વિચિત્ર લાગે છે ચારમાંથી એકે ચોરી કરી છે, એમ તમે માનો છો અને ચોરી કોણે કરી તે જાણવા માગતા નથી એ કેમ બને ? ”

“ એજ મુખ્ય બાબત છે એટલે એમાં ઇન્સાફ કરનારની કસા છે. અમ્હારે તો દરેકને એક રત્ન જોઇએ છે. ચોરી કોણે કરી છે એ જાણવા અમ્હે ઇંતેજાર નથી. ”

“ પણ એ શી રીતે થાય ? ”

“ એમાંજ આપના બુધ્ધિબળની કસોટી છે ”

“ ત્હમે અંદર અંદર ઇન્સાફ કરી લ્યો ! ”

“ એમ ન બન્યું ત્યારે તો અમ્હે બાવનપુરના ધણી પાસે આવ્યા આપથી આ ન બને તેમ હોય તો ના કહો એટલે અમ્હે બીજા કોઇને શોધીએ. કોઇપણ બાબતમાં ઇન્સાફ આપવાની તાકાત જે રાજામાં ન હોય ત્હેણે રાજગાદી છોડી દેવી જોઇએ ”

"હુ તમને ઇન્સાફ આપવાની ક્યાં ના કહું છું; પણ ત્હમારી શરત બહુ વિચિત્ર છે."

"જે છે તે એ છે. આપ હા કે ના કહો એટલે પત્યુ."

રાજા બે ઘડી મુઝાયો, તરત તેણે પોતાના દિવાન દેવકરણ સ્હામે જોયુ

(૨)

"કયમ બાપુ! આજે આમ કરો છો જુઓ આ પઉઆની લાપસી કેવી સુન્દર થઈ છે"

દિવાન દેવકરણની પુત્રી ચદાએ પિતાને હેતથી લાપસી પીરસી

"બાપુ, વડી તો એવી સુન્દર બનાવી છે કે દાઢમા સ્વાદ રહી જાય! —પણ ત્હમે આજે ઉદાસ કેમ દેખાઓ છો?"

ચંદાએ પિતાની મુખમુદ્રા સ્હામુ તાકીને જોયુ

"કંઇ નથી બેટા! એ તો સહજ." દેવકરણે એક ઉંડો નિશ્વાસ નાખ્યો

પિતાની અસ્વસ્થતા આ ચતુર કન્યકા એક પલકમા પારખી ગઇ

"બાપુ, બાવનપુરના દિવાન આમ મુઝાયના કેમ દિસે છે?"

દેવકરણ શેઠને સતાનમા આ એકજ પુત્રી હતી ચદાની ચતુરાઇ આખા બાવનપુર જીલ્લામા વખણાતી બાવનપુરની દિવાનગીરીમા દેવકરણ સાથે ચદાનો ઘણોય હિસ્સો હતો રાજ્ય કારણને લગતા પ્રશ્નોમા ચદાએ પિતાને ઘણી વખત કોઇ સારા રાજદ્વારી પુરૂષને શોભાવે તેવા તોડ કાઢી આપ્યા હતા. અઢાર વર્ષની આ દિવાનપુત્રી સાઠ વર્ષના વૃધ્ધ જેવુ ડહાપણ ધરાવતી

હતી. તેનાં લગ્ન થયા પછી વ્યાપાર અર્થે તેનો પતિ જાવા ગયેલો હોવાથી તે હમણાં પિયરમાંજ રહેતી. દેવકરણ શેઠ પુત્રીનું મુખ જોઇ જીવતો. મુત્સદીપણું, ચતુરાઇ, કલા અને ડહાપણ તો ચંદાના જીવનનાં મુખ્ય કિરણો હતાં. છેલ્લાં ત્રણ વર્ષોથી બાવનપુરનો દિવાન દેવકરણ નહિ પણ ચંદાજ હતી. દિવાન તરીકેનું બધું કાર્ય ચંદાજ ઘર આંગણે કરતી. દેવકરણ શેઠ તો માત્ર દિવાનની જગ્યાએ મતુ મારતા.

આજે પિતાની મુખમુદ્રા ઉતરેલી જોઇ ચંદા સ્હમજી ગઇ કે રાજ્યનો કંઇ મુશ્કેલ પ્રશ્ન હશે.

દેવકરણ જમીને ઉઠયો અને પોતાના ઓરડામાં જઇ બેઠો પિતાની ગ્લાનિનું કારણ જાણવા ચંદા તેની પાછળ ગઇ.

"બાપુ ! ત્હમે આજે ખુબ ઢીલા દેખાઓ છો. ત્હમને..."

"ચંદા ! હવે દેવકરણનું દિવાનપણું જવા બેઠું છે."

"એવું તે શું છે !" ચંદાની આંખો ચમકી.

"ખૂબ વિકટ કામ દરબારે સોંપ્યું છે."

"મ્હને કહો તો ખરા કે એ વિકટ કામ શું છે ?"

"કોઇથી પાર ન પડે તેવું એ કામ છે, અને જો એનો નિકાલ હું ન કરી આપું તો દરબાર દિવાનપદું લઇ લેશે એમ ત્હેમણે સુચના આપી છે."

"હા, હા. ભલે દિવાનપદું લઇ લેય પણ કામ તો કહો ?"

"કામ ઇન્સાફનું છે."

"ત્યારે તો મને સોંપો." ચંદા ઉછળીને બોલી.

"એ કોઇથી ન બને તે તારાથી કયાંથી બને ?"

દેવકરણે પેલા વખતપુરના ચાર દરબારીઓનાં રત્નોની હકીકત ચંદા સમક્ષ કહી સંભળાવી.

હકીકત સાંભળી રહ્યા પછી ચંદા એક પળ થોભી અને બીજી પળે તેના હંમેશના સ્વભાવ મુજબ તે હસી પડી.

"બાપુ ! ભાવનપુરનો ધણી જે ઇન્સાફને અશક્ય માને છે તેને હ્મારી ચંદા શક્ય માને છે."

પિતાને પુત્રીની શક્તિ વિષે સંપૂર્ણ શ્રધ્ધા હતી એટલે હ્મણે આશાભરી દ્રષ્ટિએ ચંદા સ્હામે જોયું

"ચંદા, ચંદા, ખૂબ વિચાર કરજે. ચારેયને રત્નો મળી જાય છતાં ચારમાંથી કોઈને ખબર ન પડે કે ચોર કોણ છે."

"હા, બાપુ ! ચારેયને એક એક રત્ન આપું અને ચોર કોણ છે એવી કોઇને ખબર ન પડે તેમ કરી આપું તોજ હ્મારી ચંદા ખરી."

"પણ સૌને એ અશક્ય લાગે છે તે તું કઈ રીતે કરીશ ?"

"હું જરૂર કરીશ માત્ર શરત એટલી કે હું કોઇપણ પગલું ભરૂ તેમાં તમારે આડે ન આવવું. પિતાજી આ સવાલ ઘણો વિકટ છે. મારે એમાં કંઇ જુદા પ્રકારની યુક્તિઓ કરવી પડશે. એક ખાત્રી તમને આપું છું કે દેવકરણ દિવાનની પુત્રી પોતાનાં પિતાની આબરૂને ઓછું આવે એવું એક પણ કૃત્ય નહિ કરે એટલુંજ નહિં પણ નીતિ અને ધર્મમાં અડગ રહેશે. બોલો, હ્મને કબુલ છે મારે આ ઇન્સાફ કરવામાં કદાચ વેશ બદલો કરીને અમુક પ્રયોગો પણ કરવા પડે."

'ચંદા ! એ વિષે તું બેફીકર રહે મને મ્હારા સંતાનમાં સંપૂર્ણ શ્રદ્ધા છે. હ્મારે જોઇએ તેટલા પૈસા અને સાધન હ્મને મળશે. રાજસત્તાની કંઇ મદદ જોશે તો તે પણ મળશે'

'મ્હારે રાજસત્તાની કંઇપણ મદદની જરૂર નથી. આ બાબતમાં રાજસત્તા કરતા બુદ્ધિસત્તાનું જોર જોઇએ આ સવાલનો બુદ્ધિ વિના કોઇપણ સત્તાથી નિવેડો આવી શકે તેમ નથી '

'તું શી રીતે કરીશ ?'

'એ હું હમણાં તમને કહી શકિત નથી; પણ હું કોઇપણ રીતે એ ચારે ભાઇઓનો ઇન્સાફ કરી આપીશ એવી મને દૃઢ શ્રદ્ધા છે.'

બુઝાઇ જવાની તૈયારીમાં હોય તેવા દિવડામાં કોઇ દિવેલ પૂરે અને પછી જેવો પ્રકાશ એ દિવાથી પ્રકટે તેમ દેવકરણની મુખમુદ્રા પર તેજની છાયા દેખાઇ. આ ઇન્સાફ રાજાને પણ અશકય લાગ્યો એટલે એણે દિવાનને કામ સોંપ્યું હતું. અને જો ત્રણ મહિનામાં એ ચારે ભાઇઓને દિવાન ઇન્સાફ ન આપે તો એણે દિવાનગીરીથી ફારગ થાવું એવો ખાનગી હુકમ કર્યો હતો.

( ૩ )

શરત્ પૂર્ણિમાનું સામ્રાજ્ય જામ્યું હતું. બાવનપુરનાં નરનારીઓ વિધવિધ રીતે આજે એ ઉત્સવની મઝા લુંટી રહ્યાં છે. કયાંક લોકગીત, કયાંક દુહા કયાંક ડાંડીયારાસ અને કયાંક શાયરાઓની રમઝટ જામી છે.

જેમ જેમ ચાંદની જામતી ગઇ તેમ બાવનપુરનાં રસતરસીયાં રસિયાંઓના દિલના ચમકાર જામ્યા. બાવનપુરના એક રસ્તાપરની મેડીમાંથી કોકીલ કંઠે ગઝલના સુર સંભળાયાઃ

જગત સેવા બજાને કો,
ભેખ ધારણ કરૂં સજની;

જગત કે દીન દુખિઓકા
સભી દુખડા હરૂં સજની
બનકર પ્રેમકી કુટિયા,
સજાઉં સાજ સેવા કે;
રચાઉ પ્રેમકી ધુની,
અખિલ જગ કાજ હે સજની.
હૃદય દુઃખ દૂર કરનેકો,
જપું નિત જાપ નેકી કે;
દુઃખી જન દેખ હો મનમે,
અતિ સંતાપ હે સજની.
બજાકર સ્નેહકી વીણા,
અલખ ઘરઘર જગાઉં મેં;
સુનાકર ગીત સેવા કે,
જગાઉં દેશકો સજની.

રસ્તાપરની બીજી મેડીમાંથી એક યુવાને આ સૂર કાન દઇ સાંભળ્યા. હેણે બીજાને પૂછતાં જણાયું કે થોડા દિવસથી નગરની નાયિકા સ્હામે રહેવા આવી છે. તેના એ સૂર છે. આ યુવાન સંગીતનો શોખીન હતો. તુરતજ તે કપડાં પહેરી નીચે ઉતર્યો એને નો સંગીતનો નીશો ચડ્યો હતો એટલે એ નાયિકાને હાં જઇ બેઠો. નાયિકાને ખબર પડતાં એ યુવાનનું સ્નેહભર્યું સ્વાગત કર્યું આ યુવાન વખતપુરના ઇન્સાફ લેવા આવેલા ચાર ભાઇઓ- માંનો મ્હોટો ભાઇ હતો. બાવનપુરના રાજાએ એ ચારે ભાઇઓએ રાજ્યના મહેમાન તરીકે રાખ્યા હતા અને કબુલાત આપી હતી કે તેઓનો ઇન્સાફ ત્રણ મહિનામાં થઈ જશે. તેઓને જે મેડીમાં ઉતારો

આપવામાં આવ્યો હતો તેની સામેની મેટીમાંજ દેવકરણ દિવાનની પુત્રી ચંદા, ચન્દ્રમુખી નામધારી નાયિકા બનીને રહી હતી. ચંદાની ચતુરાઇ જેમ અદ્વિતીય હતી તેમ તેનું રૂપ અને તેનો કંઠ પણ અજબ હતાં. ગમે તેવો અરસિક પુરૂષ પણ ચંદાના કંઠનું એકાદ ગીત સાંભળી થંભી જાય એ જાતની એના ગળામાં મીઠાશ હતી.

આસ્તે આસ્તે આ ચારે ભાઈઓને ચંદાના ગીતની મીઠાશ લાગી. તેઓ વારા ફરતી ચંદાને ત્યાં જતા. પહેલા પંદર દિવસ તો ચંદાએ તેને શરૂઆતમાં એકાદ ગીત અને પછી આખી રાત ચોપાટની રમતમાં રોકી રાખ્યા. તેઓ પણ ચંદાના તેજ આગળ એટલા બધા અંજાઇ જતા કે આખી રાત ક્યાં પસાર થતી તેની તેઓને ખબર પડતી નહિ. ચંદાએ એ ચારે ભાઇઓને ખાનગીમાં સ્હમજાવ્યા હતા કે તે પોતે નાયિકા છે છતાં ધર્મચુસ્ત છે. ચાતુર્માસના ચાર મહિના તે પોતાનું જીવન સર્વાંગ પવિત્ર રાખે છે. ચંદાની આ વાતે આ ચારે ભાઇઓપર સારી અસર કરી.

"દરબાર સાહેબ ! આજ તો હું આપને એકાદ વાર્તા સુણાવું એમ મ્હારી ઇચ્છા છે."

સ્હામે સર્વત્ર પથરાયેલી ચાંદનીને પણ ઝાંખી કરે તેવી ચંદાની મુખમુદ્રાનું પાન કરતા પેલા ચાર ભાઇઓમાંના મ્હોટા ભાઇએ ચંદાની આ માંગણી ખુશીથી સ્વીકારી.

પોતાની બે દાસીઓને બોલાવી રેશમના ગાદી તકીયાપર પોતે બેઠી અને ચંદાએ વાર્તા કહેવી શરૂ કરી.

"મોંઘી ! હું વાર્તા કહું ત્યારે તું અને રતન બન્ને વખતો વખત હોંકારો દેજો હો !" પોતાની દાસીઓને ચંદાએ બનાવટી ભાષામાં કહ્યું.

"બા સાહેબ ! આપને હોંકારો તો દરબાર સાહેબ દેશે." મોંઘી હસી પડી.

"નહિ—નહિ, એતો આપણા મ્હેમાન કહેવાય...એને"

"હું પણ હોંકારો દેવા લાગીશ." દરબારે રેશમના તકીયાને અઢેલતાં અઢેલતાં કબુલાત આપી.

ચંદાએ ઘટડીના જેવા મંજુલ સ્વરે વાર્તા શરૂ કરી-

એક નગરમા અસલના વખતમા છોકરા છોકરીઓ સાથે એક શાળામાં અભ્યાસ કરતાં હતા એક વણિક કન્યા તથા એક બ્રાહ્મણ પુત્ર વચ્ચે બાલપણાથી મૈત્રી બંધાઈ. બાલકોની નિર્દોષતા એ આ મૈત્રીનુ ખાસ લક્ષણ હતુ. વખત જતા બાળા તેર વર્ષની થઇ અને એનો મિત્ર સોળ વર્ષનો થયો ઉમર લાયક થતા હેના માતા પિતાએ છોકરીને નિશાળેથી ઉઠાડી લીધી. નિશાળ છોડવાનો આજે છેલ્લો દિવસ હતો યુવાનના દિલમા આજે આનંદ ન્હોતો પેલી કન્યાએ છુટા પડતા પહેલા બાળપણાના મિત્રની રજા લીધી યુવાન બોલ્યો તુ આજે નિશાળેથી જાય એટલે મ્હને હવે ભૂલી જઇશ' કન્યાએ જવાબ આપ્યો કે 'હુ તને જીવન સુધી નહિ ભૂલું'

છતાં યુવાનને એ જવાબથી સંતોષ ન થયો, હેણે કન્યાને કહ્યું —

"હેમી ! આપણે બન્ને બાલપણાના મિત્રો છીએ તો આજે હું માગુ તે એક વચન આપ"

કન્યા એને ના કહી શકી નહિ, એણે એને વચન આપ્યું. યુવાને માગ્યું 'કે તું વણિક છો અને હું બ્રાહ્મણ છુ એટલે

આપણે પરણી તો ન શક્યાં પણ તું પરણીને પહેલી રાતે ત્હારા પતિ પાસે જવા પહેલાં મ્હારી પાસે પ્રથમ આવી જા એમ હું માગું છું"

કન્યાને પોતાના બાળમિત્રનું આ વર્તન ઠીક લાગ્યું નહિ પણ પોતે એને વચન આપેલું હોવાથી પરણીને પહેલી રાત્રીએ પ્રથમ એને મળવાનો કોલ આપ્યો.

આ વાતને બે વરસ વીતી ગયાં. પેલા બ્રાહ્મણનાં તો તુરત લગ્ન થઇ ગયાં પણ વણિક કન્યાનાં લગ્ન હમણાં થયાં.

લગ્નની આજ પહેલી રાત્રીછે. સોળ શણગાર સજીને એ યુવતી પોતાના પતિના શયનગૃહમાં આવવા તૈયાર થઇ. સાગરને સરિતા મળે એ વ્હાલથી એ પતિ મન્દરિયે દાખલ થઇ પણ તુરત ત્હેને પોતાના બાલપણના મિત્રને આપેલું વચન યાદ આવ્યું. ત્હેણે પતિનું પૂજન કરી એક પ્રાર્થના કરી:—

"સ્વામીનાથ ! આપણા પરણ્યાની આ પહેલી રાત્રીએ હું આપની પાસે એક ભિક્ષા માગું છું."

"ખુશીથી આજ તો ગૃહસ્થાશ્રમનો પ્રથમ દિવસ છે તો તું માગે તે આપવા હું તૈયાર છું"

નવવધુએ પતિને પોતે પોતાના બાલપણાની સઘળી હકીકત કહી સંભળાવી અને પોતાના બાલમિત્રને આપેલ વચન પાળવા ઈંતેજારી બનાવી. પતિ પોતાની સ્ત્રીની આ સત્ય પરાયણતા જોઇ પ્રસન્ન થયો અને ત્હેને પેલા બ્રાહ્મણ યુવાનને ત્યાં જવાની રજા આપી.

લગભગ મધરાત થવા આવી હતી એ વખતે આ સુન્દરી થાળ ભરી પેલા બ્રાહ્મણ યુવકના ઘર તરફ જવા નીકળી. મધરાત અને તેમાએ અંધારીયું હતું એટલે ઉતાવળે જતી આ નવપરણેતરને કોઇ પૂછનાર ન્હોતું. એક શેરીમાંથી પસાર થતાં તેણે ચાર માણસોને એક ઘરના કરાની સાથે સંતાયલા દીઠા. આ બાઇને જોતાં તુરત એ લોકો આગળ આવ્યા.

"બાઇ કોણ છો? કયાં જાય છે? ઉતારી આપ ત્હારા દાગીના!"

બાઇએ તો સોળ શણગાર સજેલા હતા એટલે ચારમાંનો એક ચોર બોલી ઉઠ્યો:—

"શિકાર તો મુહૂર્તમાં સારો આવ્યો છે. દાગીના ઉતારી આપ બાઇ! અમ્હેં તને મારશું નહિ અમારો તો ધંધો ચોરીનો એટલે માત્ર ત્હારા દાગીના જોઇએ છે. ચાલ કાઢી આપ બધા દાગીના"

આ બાઇએ ચોરોને જે સાચી વાત હતી તે બધી કહી દીધી અને ત્હેમને સ્હમજાવ્યા કે 'શરીરપરનો આ બધો દાગીનો ત્હમારો થઇ ચુક્યો છે, માત્ર મ્હારો કોલ પાળવા એ બ્રાહ્મણમિત્રને ત્યાં હું જઇ આવું એટલી વાર થોભો.'

ચોરોને આ બાઇની વર્તણુંકથી અજાયબી થઇ.

બાઇએ વધારે ખાત્રી આપી કે "હું વચન પાળીને પાછી આ તરફજ આવીશ અને સૌ જે શણગાર ત્હમને ઉતારી આપીશ."

ચોરોએ એ બાઇના શબ્દ ઉપર વિશ્વાસ રાખી અને જવા દીધી.

તુરત આ નવયૌવના રૂમઝુમ કરતી પોતાને પંથે પડી અને પેલા બ્રાહ્મણના ઘર આગળ આવી પહોંચી ત્હેણે બ્રાહ્મણની ડેલીની સાંકળ ખખડાવી. રાતના બાર વાગે આ રીતે કોઇ ડેલીનું બારણું ખખડાવતું સાંભળી બ્રાહ્મણ બે બાકળો ઉઠયો.

ડેલીનું બારણું ઉઘાડતાં ત્હેણે અજવાળી વચ્ચે પોતાની ન્હાનપણની મિત્ર હેમીને જોઇ.

" કેમ અસારે ? "

" બસ ભુલી ગયા ? "

" શું ! "

" ત્હમે મ્હારી પાસેથી વચન લીધું હતું કે પરણીને પહેલી રાત્રીએ આ શરીરને પ્રથમ ત્હમારે ચરણે ધરવું. "

" હા હા એ તો હું સાવ ભુલી ગયો છું. "

" ત્હારે આજે મ્હારાં લગ્ન થયા પછીની પહેલી રાત્રી છે. હું હમણાંજ પતિનું પૂજન કરી ત્હેમની આજ્ઞા લઇ વચન પાળવા ત્હમારી પાસે આવી છું. આ શરીરની માલિકી અત્યારે મ્હારા કોલ મુજબ ત્હમારી છે "

બ્રાહ્મણ તો આભો બની ગયો. એ યુવતિના પતિને ત્હેણે મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યા. ત્હેના દિલમાં પશ્ચાતાપ થયો. આવી એક યુવતીનું શિયળ લુંટવું એ એને મહાપાપ લાગ્યું અને પોતે મિત્રભાવના બદલામાં કેવો ખરાબ કોલ માગ્યો એ સઘળા વિચારે તેને દુઃખ થયુ અને તે રડી પડયો.

" બ્હેન ! મ્હને માફ કર; હું બ્રાહ્મણત્વ ભુલ્યો; પાપી બન્યો અને બાલમિત્ર તરીકેની ફરજ ચુકી પાપાત્મા બન્યો આજથી તું મ્હારી બ્હેન છો, બ્હેન તરીકે લગ્ન વખતે મ્હારે ત્હને હાથઘરણું કરવું જોઇએ " આમ બોલતો બોલતો ઉઠયો અને એક હેમનો હાર લાવી ત્હેણે હેમીને આપ્યો.

" ત્યારે છે રજા ? " પોતાનો કોલ પુરો થયો અને પોતે પાપથી બચી એ વિચારે પ્રભુનો પાડ માનતી આ યુવતી ઉઠી.

" જરૂર બ્હેન ! " ત્હારો સંસાર સુખી નીવડો " એવા આ ભાઇના આશિર્વાદ છે. "

તુરતજ ઉતાવળે પગલે ચોરોને આપેલ કોલ પાળવા હેમી ચાલી.

પેલા ચોરોની એક ટોળી આ વખતે રાજાનો મહેલ ફાડી ખૂબ ઝવેરાત લઇને પાછી ફરી હતી. તે સર્વ ચોરો સાથે મળી આ બાઇ આવશે કે નહિં તેમ તર્કવિતર્ક કરતા હતા. એટલામાં તો ઝાંઝરના ઝમકાર સંભળાયા અને હેમી તેઓ સમક્ષ આવી ઊભી

" લ્યો ભાઇ ! હમારે માટે હું એક દાગીનો વધારે લાવી છું " આમ કહેતાં કહેતાં ત્હેણે ચોરોને બ્રાહ્મણને ત્યાં બનેલી હકીકત કહી સંભળાવી. ચોરો આ બ્રાહ્મણ બાઇની પ્રમાણિકતા જોઇ પ્રસન્ન થયા.

હેમીએ તો પોતાના શણગાર ઉતારવા શરૂ કર્યાં, ચોરોનો વડો બોલી ઉઠ્યો —

" રહેવા દે બ્હેન, રહેવા દે, એ શણગાર ઉતારીશ નહિ. આજ તો ત્હારે શુકને અમને ખૂબ ઝરઝવેરાત હાથ લાગ્યું છે. તું અમ્હારી બ્હેન છો જા ખુશીથી ત્હારા પતિને ઘેર જા અને આ એક મોતીનો હાર અમે પણ ભાઇઓ બ્હેનને આપે તેમ ત્હારા વિવાહના હાથ-ઘરણા તરીકે આપીએ છીએ "

ચોરો તરફથી મળેલ મોતીનો હાર લઇ સ્ત્રી પાછી પતિગૃહે આવી પહોંચી. પતિએ તુરતજ પ્રશ્ન કર્યો, " કેમ કોલ પાળ્યો ? "

રસ્તામાં બનેલી અને બ્રાહ્મણને ત્યાં થયેલી સઘળી વાતચીત વિગતવાર આ સ્વામાએ પોતાના કથને કહી સંભળાવી અને બ્રાહ્મણે તથા ચોરોએ આપેલ હાથઘરણું પતિને ચરણે ધર્યું.

પતિએ આવી પત્ની મેળવવા માટે પ્રભુનો પાડ માન્યો.

"દરબાર ! કહો, કહો ! આમાં કોને ધન્યવાદ આપવો ?" પતિને પત્નીને, ચોરોને કે બ્રાહ્મણને ! " વાર્તા ખતમ થતાં ચંદા બોલી ઉઠી.

ચંદાની વાર્તા કહેવાની સુંદર ઢબ, ચંદાનું સુન્દર મુખડું, ચંદાનો રણકારા મારતો સુન્દર અવાજ એ બધામાં આ દરબાર તો લટ્ટુ બની ગયો હતો. નિદ્રામાંથી જાગ્રત થાય તેવી રીતે તે ચમકયો અને ચંદાના પ્રશ્નનો જવાબ આપ્યો.

"ધન્ય તો પેલા બ્રાહ્મણને છે. સોળ શણગાર સજેલી સુન્દરી ઘરને બારણે આવીને શરીર અર્પણ કરે છતાંય એ વખતે એ એને જતી કરે એ ખરેખર ધન્યવાદ દેવા જેવું છે. એની જગ્યાએ જગતના કોઇ પણ પુરુષ હોય એ આમ નજ કરે. એ તો એ નવયૌવનાનું યૌવન જરૂર લુંટે ધ ય છે એ બ્રાહ્મણને ! "

"સાચા, દરબાર સાચા" ચદા બનાવટી હાસ્યે હસી.

"પણ ચન્દ્રમુખી, ત્હારી ચાંદની માટે હું તલસું છું—તારાં દિદાર પછવાડે હું ઘેલો બન્યો છું તેનું તો કંઇ હવે કર !"

"દરબાર સાહેબ, મ્હારૂં વ્રત પુરૂં થવાને હવે થોડાજ દિવસ છે, પછી તો ત્હમે કહેશો તો ત્હમારી રાણી થઇને રહીશ."

આશાભર્યા દરબારે ચંદાના આ શબ્દોમાં વિશ્વાસ મૂકયો અને પોતાને ઉતારે ગયો.

બીજે દિવસે મ્હોટાથી ન્હાનો બીજો ભાઇ ચંદાને ત્યાં આવ્યો. ચંદાએ ત્હેની સમક્ષ પણ ગઇકાલ મુજબ એની એ વાર્તા કહી. આ દરબારે પણ એ વાર્તા ખુબ રસથી સાંભળી. વાર્તા ખતમ થતાં ચંદાએ પહેલાને જે પ્રશ્ન પુછયો હતો તે આને પણ પુછયો.

"ચન્દ્રમુખી ! હું તો ધન્યવાદ એ નવયૌવનાને આપું છું. નિશાળે ભણતા કોલ કદાચ ભોળપણને લીધે આપ્યો હોય પણ એવા તે કોલ જગતમાં કોઇ કન્યકા પાળતી હશે ? વચન નિભાવણહાર એ બાઇને ખરેખર સાચો ધન્યવાદ ઘટે છે."

આ દરબારે પણ ચંદાનુ હવે વ્રત ક્યારે પુરૂં થાય છે એ પૂછી વાતોચીતોમાં રાત પૂરી કરી

આજે ત્રીજા ભાઇનો વારો હતો. ત્હેની સમક્ષ પણ ચંદાએ એની એ વાર્તા રસથી કરી અને છેલ્લે બે મ્હોટા ભાઇઓને જે પ્રશ્ન પૂછ્યો હતો તે આને પણ પૂછ્યો

ત્હેણે થોડીવાર વિચાર કરી જવાબ આપ્યો.

"ચન્દ્રમુખી આ વાર્તાજ એવી છે કે ધન્યવાદ સહુ કોઇને અપાય પણ સહુથી વધારે ધન્યવાદ તો એ યુવતીના કન્થને છે કે જેણે પોતાની સ્ત્રીનું વચન પળાવવા ખાતર તેને પરપુરૂષ પાસે પહેલી રાત્રીએ જવા દીધી. પૃથ્વીને પાટલે એવો પુરૂષ કોઇ પાકયો નથી કે જે આમ પોતાની પરણેતરને રાત્રે મોકલે."

તેની સાથે પણ થોડી વિશેષ વાતો કર્યા પછી તે રવાના થયો.

ચંદા થોડીક નિરાશ થઇ આજે ચોથાભાઇનો વારો હતો. જો આજનો દિવસ ખાલી જાય તો બધી મહેનત ધૂળ મળી જાય અને પિતાની દિવાનગીરી જાય.

ત્હેણે પોતાની દાસીઓને બોલાવી ખાસ સૂચના આપી.

"મોંઘી ! આજનો દિવસ છેલ્લો છે. આપણી મહેનતનો સરવાળો આજે છે. જો આજે પરિણામ કંઇ ન આવે તો ચન્દ્રમુખી તરીકે લીધેલો આ વેષ

અને આપણે કરેલી સૌ તદબીર નકામી જશે. આજે તમે બરાબર સાવધ રેજો. અને આજે દરબાર હોંકારો કોયે વખતે દે છે તેનું ધ્યાન રાખજો."

રાત પડી. આજે મોથી ન્હાનો ભાઇ ચંદાને મન્દિરીયે આવ્યો. ત્હેણે તો આવતાં વેંતજ, ચંદાને પુછ્યું, "કેમ ચન્દ્રમુખી! હવે હદ થઇ છે. તારા ચાતુર્માસ તે ક્યારના છે કે શું?"

"ના સાહેબ! ચાતુર્માસ તો જે છે તેજ છે. હવે તો થોડા દિવસનીજ માત્ર રાહ આપે જોવાની છે. ચાતુર્માસ ખલાસ થતાંજ બીજે દિવસે ચન્દ્રમુખી પોતાનું સર્વસ્વ આપને ચરણે ધરશે."

ચન્દાની વાકચાતુરીથી દરબાર મહાત થયો. ચંદાએ આજે આ દરબારને પણ પેલી વાત સંભળાવી. આગલા સાંભળનારાઓએ તો વખતો વખત હોંકારા કર્યા હતા પણ આ દરબારે જ્યારે ચોરોએ પેલી બાઇને મોતીનો હાર આપ્યો ત્યારેજ એક વખત હોંકારો આપ્યો.

વાર્તા ખલાસ થતાં ચંદાએ દરબારને બીજાઓને પૂછેલો પ્રશ્ન પૂછ્યો.

"ઓહો! ત્હારો સવાલ તો મઝાનો છે. મ્હને પૂછતી હો તો હું તો ધન્યવાદ પેલા ચોરોને આપું. આવો શિકાર હાથમાં આવ્યા પછી કોઇ ચોર ભાગ્યેજ એને છોડે; એ ચોરો તો ધન્યવાદને પાત્રજ ગણાય કે એને આમ જવા દીધી. એટલુંજ નહિ પણ મોતીનો હાર ભેટ આપ્યો."

ચંદાને આ જવાબથી સંતોષ થયો. તેને જાણે પ્રભુ મળ્યો હોય તેમ તેનાં નયનો ખીલ્યાં. ત્હેણે પોતાની દાસીને નયનથી ઇશારો કર્યો.

તુરતજ ચોપાટને સોગઠાં દાસીએ લાવીને મૂક્યાં.

"દરબાર સાહેબ! આજે તો આપણે એક રમત રમી લઈએ એમ મન થાય છે. તમને સંગીત હું બીજી વખત સુણાવીશ."

"જરૂર, જરૂર, ચાલ થા તૈયાર!"

ચોપાટની રમત જામી. બરાબર રસમાં દરબાર તલ્લીન થયો. ચંદાની એક સોગઠી મરવાની તૈયારીમાં હતી. એ સોગઠી મારવા દરબારે પાસા હાથમાં લીધા. ચંદાએ આ વખત મોંઘી અને રતન સામું આડી નજરે જોયું.

આંખના પલકારમાં ઝળઝળાટ બળતી પિત્તળની દીવીઓ ઉંધી પડી ગઈ.

"શું થયું શું થયું!" એમ ચંદા મોંઘીને પુછે છે એટલામાં તો ગોઠવણ મુજબ રતને ફુંક મારી ઉંધી પડેલી દીવીઓ ઠારી નાંખી.

"બાઈ સાહેબ! મીંદડી એક અહિંથી પસાર થઈ અને તેની ઝપટમાં બન્ને દીવીઓ ઉંધી પડી ગઈ. જાજમ સળગી જાય એ બીકથી રતને એ ઠારી નાંખી"

"મુઇ બન્ને અકકલ વગરની લાગો છો અમારી રમત જામી છે એમાં આ વિઘન કયાંથી?"

"બાઇ સાહેબ! અમ્હારો કંઇ દોષ નથી."

"વારુ હવે વાત કરમાં જલ્દી દીવો સળગાવ!"

"બાઇ સાહેબ દીવાસળી અત્યારે કયાં ગોતવી?"

"રાંડ, બન્ને આળસુ મુઇ છે–એનું પણ ઠેકાણું નથી ના?" ચંદાએ બનાવટી ક્રોધ કર્યો.

"પેલાં આપણાં રતન પેટીમાંથી કાઢી લાવ એટલે એના પ્રકાશ વડે અમ્હે અમ્હારી બાજી પુરી કરીએ."

રતન ધ્રુજતી હોય તેવા સ્વરે બોલી.

"બાઇ સાહેબ! એ તો અંધારામાં બધા દાગીના વચ્ચે ક્યાંથી શોધાય?"

"હું એ ધારતી'તી જ કે માણસોને સોંપાયલા કામનું પરિણામ આમજ આવે છે મુઇ! એવા રત્નો પણ જુદાં ન રખાય?"

"બાઇ માફ કરો-અમને શું ખબર પડે કે આમ ઓચીંતી એની જરૂર પડશે!"

"કપાળ તમારૂં-હવે આ જામેલી રમત અધુરી મૂકવી પડશે દરબાર તો સાધારણ રાજના દરબાર છે એટલે એની પાસેથી એવાં રત્ન ક્યાંથી હોય?"

આ વાક્યે આ દરબારનું અભિમાન જાગ્યું.

"શું છે ચંન્દ્રમુખી?"

"સાહેબ! રત્નો આપ પાસેથી ક્યાંથી હોય!"

"લે આ રત્નો" એમ કહેતાં દરબારે અંધારામાં પોતાની જાંઘ ચીરી ચાર રત્નો ચોપાટના ચાર પડ ઉપર મૂક્યાં ચારે પડ પર એક એક દીવાનો પ્રકાશ આ રત્નોથી પડયો અને આખો ઓરડો એ પ્રકાશમાં ઝગઝગી રહયો.

ચંદાને તો સોનાનો સૂરજ ઉગ્યો.

"શાબાશ દરબાર! ત્હમે તો મ્હારૂં અભિમાન ઉતારી ન્ખ્યું. હું માનું છું કે રત્નો તો મ્હારા પાસેજ છે પણ ત્હમારા જેવા દરબારો પણ રત્નો રાખે છે એ આજે જાણ્યું."

રમત જામી. દરબાર ચોપાટનો ખૂબ રસિયો હતો.

"બોલો દરબાર, આજતો હોડ બાંધો !" ચંદાએ પોતાનાં નયનો નચાવ્યાં.

દરબાર એ નયનનાં બાણ ખમી શકયો નહિ.

"તૈયાર છું બોલ !"

"ત્યારે જો આ રમતમાં તમે હારો તો શું આપો?"

"તો આ ચારે રત્ન તારાં." દરબારે પડકારો કર્યો, અને તું હારે તો શું આપે?"

"તો હું ચારનાં આઠ રતન આપને ચરણે ધરૂ; બોલો છે કબુલ?" ચંદાએ દરબારને રસ ચડાવ્યો.

"કબુલ. એક હજાર વાર કબુલ. ચાલ લે પાસા!"

ચોપાટની રમત જામી ચંદા તો એ ચોપાટ રમવામાં કલાબાજ અને નિપુણ હતી. દરબારને થોડી વખત જીત બતાવી રસ ચડાવ્યો પણ પરિણામમાં દરબાર મહાત થયો.

"દરબાર હાર્યા, હાર્યા," ચંદાએ જીતના શબ્દો ઉચ્ચાર્યાં.

દરબાર ઝંખવાણો પડી ગયો.

"દરબાર ગભરાશો નહિ, આ રતન અત્યારે તો તમે હાર્યા છો પણ ચાતુર્માસ પછી આ ચંદ્રમુખી તમારી થશે એટલે રત્નો પણ તમારા થશે" ચંદાએ ટકોર કરી.

ચંદાએ જીતેલાં રત્નો કબજે કર્યાં. પરોઢીયુ થવા આવ્યું હતું. એટલે ચંદાએ હારેલા દરબારને એકાદ પ્રભાતીઉં સંભળાવી જરા ખુશ કરી રવાના કર્યા.

× × ×

આજે દેવકરણ દિવાનને ત્યાં બાવનપુર રાજ્યના મહેમાન આ ચારે ભાઈઓને જમવાનું નોતરૂં મળ્યું છે. ચારે ભાઈઓ

આવ્યા. કાઠિયાવાડનું અનેરૂં સ્વાગત અને તેમાંય દિવાનનું ઘર એટલે જમવાની સગવડની અવધિ-પાટલા નંખાયા; ભોજન પીરસાયાં. આજે ચુરમાના લાડુનું જમણુ દિવાને મહેમાનોને માટે ખાસ કરેલું હતું.

"લ્યો દરબાર ચલાવો" દિવાને પોતાની થાળીમાંનો લાડુ ભાંગતાં શરૂઆત કરી.

ચારે ભાઇઓએ પોતાની થાળીમાંના લાડુ ભાંગ્યા ત્યાં દરેક લાડુમાંથી દરેકની થાળીમાં એક એક રત્ન બહાર નીકળી પડયું.

"આ શું ?" મ્હોટો દરબાર બોલી ઉઠયો.

"એ બાવનપુરના ધણીએ ત્હમારો કરેલો ઇન્સાફ." દિવાન હસી પડયો

ચાર જણાએ આ ઇન્સાફને વખાણ્યો.

ભોજન પછી તુરતજ સૌથી ન્હાનો ભાઇ ચંન્દ્રલક્ષ્મીની મેડી તરફ ગયો પણ ત્યાં તો સઘળું ખાલી હતું. પીંજરામાંથી પંખી ઉડી ગયું હતું. સ્હાંજે ચારે ભાઇઓ બાવનપુરના રાજેન્દ્રની મુલાકાત લઇ પોતાને ગામ ગયા.

"દેવકરણ ! આ ઇન્સાફ તમે કેવી રીતે કર્યો !"

"સાહેબ, સાચી વાત કહું ? એ ઇન્સાફ આપણી ચંદાએ કર્યો છે."

રાજા સઘળી હકીકત સાંભળી પ્રસન્ન થયો અને ચંદાને ઇનામમાં દશ ગામ આપ્યાં.

# મોભ કે આડી ?

સોળ શણુગારો સજ્યા,
સોના ચુડલો સાર;
ઝાલ ઝુમણાં દામણી,
કોટે મોતી માળ.

સોળ શણગાર સજીને કસ્તુરી મેડીએ ચઢી. એને મન તો આજે દીવાળીનો ઉત્સવ હતો. માબાપે મ્હોટી ઉમરની કરી અને આખરે વર પણ સારો મળ્યો.

મેડીને દાદરે ઝાંઝરનો ઝમકારો થયો એટલે મેડીયે બેઠેલ અમરચંદ પણ પોતાની ભવિષ્યની ભાગીદારને સત્કારવા તૈયાર થયો.

પરણ્યાની પ્રથમ રાતનું વર્ણન કોણ કરી શકે ? એ વર્ણનનાં પાનાં ન ભરાય. એ તો અનુભવીઓજ જાણે.

અમરચંદે કસ્તુરીને હિંડોળાખાટપર બેસાડી. નીચી ઢળેલી એ આંખ્યો, શરમના શેરડા પડતુ એ મુખ, કંઇ ન સ્હમજી

શકાય તેવા ભાવથી ધડકતું એ દિલ અત્યારે પતિને ચરણે અર્પણ થવાને તૈયાર હોય તેમ લાગ્યુ.

બંનેમાથી કોઇ કંઇ બોલતું ન હતુ માત્ર દિલની અંદરના તાર વાત કરતા હોય તેમ દિલના થડકા વધતા જતા હતા આખરે અમરચંદે શબ્દોનો સબંધ કર્યો

"મ્હારી એક પ્રતિજ્ઞા છે હુ જે પુછુ તેનો જવાબ આપ્યા પછી હુ ત્હને મ્હારી અર્ધાંગના તરીકે સ્વીકારીશ"

કસ્તુરીએ મહોથી પોતાની ડોક સહજ ઉચી કરી અને પતિ સ્હામે સ્નેહભાવે જોયુ

"બોલ, હુ પુછુ તેનો જવાબ આપીશ ?

જવાબમા કસ્તુરીએ સ્મિતહાસ્ય ફરકાવ્યુ.

મ્હારી સાથે પરણવામા ત્હેં ભુલ કરેલી નથી લાગતી ? ઘરમા સાસુ નહિ, સસરા નહિ, દેર જેઠ કોઇ નહિ માત્ર તુ અને હુ, અને તેમાય હુ એટલે શુ એની ખબર તને હવે પડશે" અમરચંદના શબ્દોમા કંઇ અભિમાન તરવા મડ્યુ.

કસ્તુરી હવે સહજ ગભીર બની તે પોતાના પતિનું આ અણુમોતી પ્રથમ રાત્રીનું આવું વિચિત્ર વર્તન જોઇ આશ્ચર્ય પામી કસ્તુરીમા સ્રીત્વનો સપૂર્ણ વિકાસ થયો હતો કસ્તુરીમા ન્હાનપણથી સ્ત્રીજીવન વિષે ઉચ્ચા સસ્કાર દાખલ થયા હતા સ્રી એટલે 'કુભારનું હાડલુ' અથવા 'કરચુ ખાસડુ' એ માન્યતાને તે ધિક્કારનારી હતી. 'સ્રી એટલે ગૃહદેવી, સ્રી એટલે પુરૂષના જેટલાજ હક્ક વાળી અર્ધાંગ્ના' એ સસ્કારો કસ્તુરીમાં તેની માતા તરફથી ઉતર્યાં હતા અને એ સસ્કારના બળથી જ તેનું આવડી મોટી ઉમરે લગ્ન થયુ હતુ.

તેણે હવે પતિ સ્હામે નયન કર્યાં અને સહજ મૃદુ પણ શક્તિભર્યા શબ્દો ઉચ્ચાર્યા.

' હું આપથી અજાણી નથી. મ્હારે સંસારમાં ગુરુદેવ અને ગુરુદેવીનાં સ્વપ્નાં સાચાં પાડવાં છે એટલેજ આપણો સંબંધ બંધાયો છે."

" પણ હું એ ત્હારી માન્યતાથી જૂદો પડું તો ?"

" એ હવે પછી જોઇ લેશું. અત્યારે તો આપ એ વાત જવા દીયો તો ઠીક."

" એ કેમ બને ? મ્હારો એક પ્રશ્ન છે તેનો તું જવાબ આપ ત્યારપછીજ હું ત્હને મ્હારે લાયક ગણી શકું."

"પૂછો આપને પૂછવું હોય તે ખુશીથી પૂછો " કસ્તુરી પણ હવે પુર બહારમાં ખીલી.

" આ મેડીમાં મોભ અને આડી બંને છે તે ત્હેં જોયાં ?"

" હા."

ત્યારે કહે મોભને આધારે આડી કે આડીને આધારે મોભ ?" જવાબમાં કસ્તુરીનાં નયનો નાચ્યાં અને તે હસી.

" આપ શું માનો છો ?"

" હું ગમે તે માનતો હોઉં - હું તો ત્હને પુછુંછું. આ જવાબ ઉપરજ આપણા ભવિષ્યનું જીવન નિર્માણ થયું છે."

ત્યારે હું આપને કહુંછું કે મોભને આધારે આડી ને આડીને આધારે મોભ છે-બેયને એકબીજાના આધાર છે."

" એમ નહિ-મોભ ન હોય તો આડી રહી શકે ?"

" હા. એમ પણ બને "

"મોભના આધાર વિના આડી ટકે ?"

"જરૂર ટકે." કસ્તુરીએ ભાર દઇને કહ્યું.

"પસ્તાઇશ હો ! બોલ્યા પહેલાં બે વખત વિચાર કરીને બોલ."

"એમાં પસ્તાવા જેવું શું છે ? આપે પ્રશ્ન પુછ્યો છે ને એનો સાચો ઉત્તર આપ માંગો છો"

"તેં આપેલો ઉત્તર સાવ સાચો છે ? તું હિમ્મતથી કહે છે !"

હું તો એથી આગળ વધીને કહું છું કે કોઇવખત તો આડીને આધારેજ મોભ રહે છે."

"તું આ બધું સ્હમજીને બોલે છે ?"

"સ્હમજ્યા વિના કંઈ આપના પ્રશ્નનો જવાબ અપાય ?" કસ્તુરીના શબ્દોમાં કંઇ ન સ્હમજી શકાય તેવી શક્તિ છુપાઇ હતી.

અમરચંદે તેની સ્હામે મીટ માંડી.

(૨)

આજે કસ્તુરી મેડીમાં એકલી બેઠી છે. કેવી આશા, કેવા હુલ્લાસ અને કેવા ભાવથી એ પરણીને સાસરે આવી હતી તેના વિચારો તેના દિલમાં ઘોળાયા કરતા હતા. બીજી બાજુ તેનું વિકસિત જીવન ઝબકારા મારતું હતું. "પુરૂષો એમજ માને છે કે જગતમાં સ્રીને કંઇ સ્થાન નથી. પુરૂષોને મન સ્રી એટલે ગુલામડી સ્રી એટલે ખરીદેલું કાયદેસર વિલાસનું સાધન; સ્રી એટલે પોતાની વૃતિઓ પોષવાનું એક જીવતું રમકડું—" એ વિચારોની પરંપરામાં તે ઘડીમાં હસતી ઘડીમાં દીલગીર થતી કોઇની રાહ જોતી બેઠી હતી. એવામાં ડેલીમાં કોઇના પગરવ સંભળાયો.

"કોણ છે એ?" કસ્તુરી મેડીએથી નીચે ઉતરી.

"એ તો હું ફકલભાઇ."

"પધારો, બાપા, પધારો."

"કેમ શેઠાણી આજે મને બોલાવ્યો?" વૃદ્ધ વણિકે ફળીયામાં ઢાળેલ ખાટલાપર બેઠક લીધી.

"ફકલબાપા! ત્હમને ખબર તો હશે કે શેઠને પરણ્યા પછી તુરત ઓચિંતુ પરદેશ જવું પડ્યું.

"હા, શેઠ તો ગાંડા છે એને અહિં શું કમી છે કે એમ પરદેશ વેઠવાનું મન થયું?"

"જુવાનીમાં કમાવું અને ઘડપણમાં ખાવું એવા મારા શેઠના વિચાર મ્હને ગમ્યા છે."

"એ તો ધણીને ગમે તે ઢાંકણીમાં; પણ મ્હને પૂછતા હો તો હું તો નારાજ થયો છું."

"બાપા, એ થયુ તે થયુ; પ્રભુ સહુ સારા વાનાં કરશે પણ હું માનું છું કે એમની ગેરહાજરીમાં દુકાનો આમ બંધ રહે એ ઇચ્છવાજોગ નથી." કસ્તુરીએ ઝીણી નજરે વૃદ્ધ મુનીમ તરફ જોયું.

"એમાં બીજું શુ થાય? શેઠ વિના કંઇ વેપાર ચાલે?"

"હા, ચાલે હુ કહું તેમ થાય તો."

"કેવી રીતે?"

"ત્હમે જો પાછા મુનીમપણું લ્યો તો આપણી બધી દુકાનો ચાલુ થાય અને શેઠ પણ પાછા આવે ત્યારે રાજી થાય."

"હું તો હવે એ જંજાળથી નિવૃત્ત થયો છું. શેઠને ત્યાં ચાલીસ વર્ષ મુનીમપણું કર્યું. હવે તો પ્રભુનું નામ લેવા દીયો તો ઠીક. હું તો હવે દ્વારકાં જઇને રહેવા માગું છું."

ધન ધન ગામ દુવારકા,
બેટજ શંખોદ્ધાર;
હીરા મોતી નીપજે,
રમે રાસ મુરાર.
ન્હાઇએ ગંગા ગોમતી,
નીરખી રણછોડરાય;
વસે બેટ ને દુવારકા,
અડસઠ તીરથ થાય.

મ્હારે તો હવે ઘેલ્લા દિવસો પ્રભુ સ્મરણમાં ગાળવા છે.

" ત્હમે ખુશીથી દ્વારકાં જજો પણ શેઠ આવ્યા પહેલાં એટલું તો ત્હમારે કરવુંજ પડશે. શેઠના ઘરના ત્હમે જુના માણસ ત્હમારે શેઠની ગેર હાજરીમાં એનુ નામ દીપાવવું જોઇએ કે નહિં?" કસ્તુરીએ મુનીમને પલાળવા પ્રયત્ન કર્યો.

"શેઠ તો બધું બધ કરી ગયા છે."

"ના, મ્હને કહેતા ગયા છે કે જો ફક્ત મુનીમ માને તો પાછી દુકાન ચલાવજો."

બાઇ એ ઉપાધિ રહેવા દીયોને? શા માટે ત્હમારે એ કરવું પડે છે?"

" મ્હારે મન પતિની આજ્ઞા એ પરમેશ્વરની આજ્ઞા એટલે એમનો હુકમ તો મારે ઉઠાવવો રહયો. ત્હમારાથી પણ એ હુકમનો અનાદાર ન કરાય!"

યુવાન શેઠાણીની બોલવાની ઢબછબ, તેના વચનોમાં રહેલું બળ અને તેનો ઉત્સાહ જોઇ આ વૃદ્ધ મુનીમ આશ્ચર્ય પામ્યો. તે તેના તેજમાં અંજાયો એટલે વધુ કંઇ બોલી શકયો નહિ.

" કેમ મુનીમ, શુ વિચારમા છો ? અત્યારે ને અત્યારે ત્હમે મુંઝાતા હો તો બે દિવસ પછી વાત—પણ કાલ મ્હને જરૂર મળજો. "

મુનીમ વિચારમા ને વિચારમા શેઠાણીની રજા લઇને ઉઠયો.

પરણ્યાની પહેલી મુલાકાતે કસ્તુરીનો મોભ વિના આડી રહી શકે એ જવાબ અમરચદને ખૂબ ખૂચ્યો. તેનુ પોતાનુ પુરૂષ પણાનુ અભિમાન જાગૃત થયું. તેણે પંદર દિવસમા પોતાનો બધો ધધો સમેટી લીધો ઘરમાનુ રાચરચીલુ વિગેરે સર્વના પટારા ભરી તેનાપર તાળા મારી દીધાં અને તાળાપર લાખ લગાવી દીધી ઘરમા એક ફુટી બદામ પણ રહેવા ન દીધી કસ્તુરીનો બધો દાગીનો તથા રોકડ નાણુ—સર્વની પેટીઓ ભરી પટારામા મૂકી માત્ર ઘરમા મહિનો દિવસ ચાલે તેટલુ અનાજ મૂકયું. એક દિવસે ત્હેણે કસ્તુરીને ફરી પ્રશ્ન કર્યો

" હજુ તે તારો વિચાર કાયમ રાખ્યો છે ? "

' શેનો ? '

' મોભ વિના આડી રહી શકે ' ?

" કેમ વખતો વખત એ પૂછવુ પડે છે ? મ્હે કહ્યુ એ સાવ સાચુ છે. "

" તો હુ હવે આ બધુ બધ કરી પરદેશ જાઉ છુ આ પટારાના ત્હારે બીલકુલ તાળા ખોલવા નહિ મ્હેં જેટલો વ્યાપાર ખેડયો છે તેથી પાચ ગણો વ્યાપાર, મ્હારી આબરૂથી બમણી આબરૂ અને મ્હારા પેટનુ એક સતાન એટલુ જો તુ પાચ વર્ષમા કરી બતાવીશ તો હુ માનીશ કે મોભ વિના આડી રહી શકે છે. " અભિમાનથી છ્લોછલ ભરાયેલા અમરચદે સ્રીને સાવચેત કરી.

એક પતમા 'મોભથી આડી કે આડીથી મોભ' એ પ્રશ્નનો હેતુ ચતુર કસ્તુરી સ્હમજી ગઇ ત્હેને પોતાના પતિની આ હુજ્જત ગમી નહિ ત્હેને એક પત મનમા વિચાર આવ્યો કે મોભને આધારે આડી છે એમ કહી દેવુ, પણ બીજી પત્તે ત્હેનામા સ્રીશક્તિએ જોર માર્યુ પુરૂષોના આ અભિમાન કોઇ પણ રીતે ગાળવા જોઇએ એ વિચાર ત્હેનામા દૃઢ થયો

' આપ આ બધુ શા માટે કરો છો ? "

"ત્યારે કહી દે કે મોભને આધારે આડી છે"

' મોભ એટલે પુરૂષ અને આડી એટલે સ્ત્રી એમ જો આપ માનતા હો તો હુ ફરીથી કહુ છુ કે આડીને આધારેય મોભ રહે છે" કસ્તુરીએ દૃઢતા બતાવી

' બસ—વધારે વાતની જરૂર નથી ત્હારે ત્હે ઉપર કહ્યુ તેમ કરી બતાવી એ વાક્ય સાચુ પાડવુ પડશે "

બીજે દિવસે શેઠે પોતાની સાથે પુરતા નાણા લઇ ઘર છોડયુ

આખા ગામમા અમરચદ શેઠ ગુજરાત તરફ વ્હેપાર ખેડવા ગયા છે એવી વાત પ્રસરી તેથી કસ્તુરી શરૂઆતમા સ્હેજ ગભરાણી મહિના દિવસ પછી ઘરમા ખાવાના દાણા પણ ખુટશે ત્યારે શુ થશે ?

પતિએ ખરેખરી સકજામા લીધી છે એમ વિચારતી તે પોતાના ઘરના વાડાની બારીએ બેઠી એવામા તેની નજર વાડામા પડેલા કાળમીંઢ પથરાઓ તરફ પડી ત્હેણે આખો દિવસ એ પથરાઓ ઘરમાના એક ખાલી પટારામા ભર્યા એમ ત્રણ દિવસ સુધી મહેનત કરી પટારો પથરાઓથી ભરી દીધો પટારાને ખભાતી તાળા દઇ તેનાપર લાખ લગાડી

પરણીને આવ્યા પછી ત્હેણે અમરચંદ પાસે રોજ આવતા કકલ મુનીમને જોયો હતો એટલે એની નજરમાં એ આવ્યો. મુનીમને પોતે એક શેરીના છોકરા સાથે કહેવાડ્યુ એટલે મુનીમ ત્હેને આવી મળ્યો.

૩

" જુઓ કકલ બાપા! ત્હમારા શેઠ આ પટારામા ખૂબ જોખમ મૂકી ગયા છે. આપણા ગામના નગર શેઠ દીપચદભાઇને જઇને કહો કે મહેરબાની કરી એ પટારો સાચવે. હુ બાઇ માણસ રહી એટલે ઘરમા એ જોખમ રાખવું ઠીક નહી."

મુનીમને શેઠાણીની આ વાત ગમી. તે પોતે નગરશેઠ દીપચંદને જઇ મળ્યો અને ત્હેને એ પટારો સાચવવા સમજાવ્યો અમરચદ શેઠના કુટુબ સાથે દીપચદને અસલથી સારાસારી હતી એટલે એ પણ કબુલ થયો

તુરત કકલ મુનીમ એક ગાડુ જોડાવી લાવ્યો પણ પટારાનો ભાર અજબ હતો અદર નક્કર માલ ભરેલો એટલે એ પટારો તો ત્ય્હાંથી ખસે તેમ નહોતો આખરે બળદની ચોમર બોલાવી અને ચાર બળદના જોરે એ પટારો ગાડામા દીપચદને ઘેર પહોચાડ્યો દીપચદ પણ પટારાનુ વજન જોઇ આભો બની ગયો અમરચદનુ ઘર અસલથી શ્રીમત ગણાતુ—અને આજે તો એની શ્રીમતાઇએ અવધિ કરી

" બોલો શેઠાણી હવે શુ હુકમ છે " કકલ મુનીમ પટારાને દીપચદ શેઠને ત્યા સહિસલામત મૂકાવી પાછો કસ્તુરી પાસે આવ્યો.

" હુકમ તો બસ ત્હમે શેઠને નામે દુકાન ચાલતી કરો. શેઠ આવ્યા પછી દ્વારકા જરૂર જજો."

"બાઇ પણ મુડી વિનાં દુકાન કયાંથી ચાલુ કરાય ?"

"અરરર–એ તો હું ભુલીજ ગઇ. શેઠે આ પટારો બંધ કર્યો ત્યારે તો એ વાતનું મ્હને કંઇ સ્મરણ પણ ના રહ્યું. હવે એ પટારો શેઠની રજા વિના મ્હારાથી ઉઘાડાય નહિ—ફીકર નહિ, દીપચંદ શેઠને કહો કે આપણો એ કીંમતી પટારો એમને ત્યાં અનામત છે એના ઉપર આપણુને જોઇતી મુડી આપે"

મુનીમ શેઠાણીની વ્યવહાર બુધ્ધિથી તાજુબ થયો. અમરચંદે આગલા ભવમાં સારાં પુન્ય કર્યાં હશે એટલે આવી ચતુર સ્ત્રી મળી એમ આ વૃદ્ધ વણિકને લાગ્યું.

શેઠાણીના કહેવા મુજબ તે દીપચંદને ત્હાં ગયો અને સઘળી હકીકત ત્હેને કહી. દીપચંદે કંઇપણ આનાકાની કર્યાં વિના જેટલી જોઇએ તેટલી મુડી આપવા કબુલ્યું.

અમરચંદને નામે દુકાનો પાછી શરૂ થઇ. માહના દિવસમાં ખાવાનો દાણો કસ્તુરીનો ખૂટયો તેટલામાં તો દુકાનનો વકરો આવવો શરૂ થયો.

થોડા મહિના પછી રાજાના કુંવરનો લગ્ન પ્રસંગ આવ્યો. આ લગ્ન પ્રસંગે મોદીખાનુ નક્કી કરવા માટે સઘળા વ્યાપારીઓને બોલાવ્યા. હીંગ મરચાંથી માંડી રેશમી કપડાં સુધીનો સઘળો સામાન પુરો પાડવાનો એમાં કરાર હતો. લગભગ પાંચથી દશ લાખનો એ સોદો હતો. સઘળા વણિક વ્યાપારીઓ ગભરાયા કે રાજા છે ને વખતે નાણાં ન આપે તો પાઘડી ફેરવવી પડશે. એક નન્નો છત્રીસ રોગ હરે એમ ધારી ગામના બધા વ્યાપારીઓએ અંદર અંદર સંતલસ કરી મોદીખાનું લેવાની અશક્તિ જાહેર કરી. તેઓએ જણાવ્યું કે કોઇની વખારમાં આજે માલ નથી એટલે આટલો બધો લાખો રૂપિયાનો માલ પુરો કયાંથી કરી શકાય ? રાજા આ

વ્યાપારીઓની વાતથી ગુસ્સે થયો. કસ્તુરીના સાંભળવામાં આ વાત આવી. તેણે પોતાના મુનીમને રાજા પાસે મોકલ્યો અને કહેવરાવ્યું કે શેઠ ઘેર નથી પણ શેઠાણીની હિમ્મત છે કે તે રાજ્યનું લગ્ન પ્રસંગનું મોદીખાનું પુરૂં પાડશે. બીજા વ્યપારીઓ એ ઘસીને ના પાડેલી હોવાથી રાજા આ માગણીથી ખુશી થયો. અને મોદીખાનું આપવા તૈયાર થયો. કરારનામું કરતી વખતે મુનીમે રાજાને વિનંતી કરી.

' દરબાર સાહેબ ! મ્હારાં બાઇએ કરારનામામાં સહી કરતા પહેલાં બે માંગણી આપ સમક્ષ રજુ કરવાની મ્હને સૂચના કરી છે "

" બોલો ! "

" એક તો એક જ્યાં સુધી મોદીખાનું અમ્હારૂં હોય ત્યાં સુધી બહારથી આયાત થતો માલ અમ્હારા સિવાય કોઇ ખરીદી શકે નહિ. '

" કબુલ—બીજુ ? " રાજાએ આ મુનીમની શરતની નોંધ લીધી.

" બીજું ગામમાં માલ સંઘરવા માટે ગમે તે વેપારીની વખાર કામ ચલાઉ અમને મળવી જોઇએ. "

" એ પણ કબુલ. "

રાજાએ બંને શરતો કરારનામામાં લખી. અને લગન પછી બીજે દિવસે નાણાં ભરી આપવાનું નક્કી થયું. સહી સીકા થયા; આખા ગામમાં વાત પવનવેગે પ્રસરી ગઇ કે અમરચંદની સ્રીએ રાજા સાથે મોદીખાનાનો કરાર કર્યો છે.

વ્યાપારીઓ બધા અદેખાઇથી હસ્યા અને અંદર અંદર

વાતો કરવા લાગ્યા કે હવે અમરચંદનું નામ અને નાણું આ બાઇ જરૂર ગુમાવશે.

બીજે દિવસે નગરમાં બહારથી જે માલ આવ્યો તેના ગાડાં બજારમાં ઉભા રહ્યાં પણ કોઇપણ વેપારીથી તે માલ ખરીદી શકાય તેમ નહોતો. સ્હાંજસુધી બધાં ગાડાં ઉભા રહયાં પણ ખરીદનારજ ન મળે. રાજ્યનો હુકમ વેપારીઓ પર થયો હતો એટલે તેઓથી તો કંઇપણ લઇ શકાય તેમ ન્હોતું. લીલવડમાં ચોરાસી ગામનું બજાર હતું એટલે માલનો તો રોજ ભરાવો થવા લાગ્યો. માલ વેચનારા આઠ દિવસ સુધી રાહ જોઇ ગભરાયા. તેઓ મધળા કકલભાઇ મુનીમ પાસે આવ્યા અને પોતાનો માલ રાખવા ત્હેને વિનવ્યો. કકલભાઇ તેઓને કસ્તુરી પાસે તેડી આવ્યો. વેચનારા કંટાળ્યા હતા એટલે પચાસ ટકા ઓછે ભાવે અને ત્રણ મહિનાની નાણાની મુદતે સઘળો માલ તેઓએ શેઠાણીને આપ્યો. આમ માલ તો અમરચંદ શેઠની દુકાને વિના માગ્યો અરધે ભાવે આવીને એકઠો થવા લાગ્યો.

હવે કસ્તુરીએ કકલભાઇને બોલાવી ગામના મ્હોટા વેપારીઓની વખારોનો કબજો લેવાનું સૂચવ્યું. કકલભાઇ રાજ્યના અમલદારને સાથે લઇને દરેકની દુકાને ગયો અને વખાર ખાલી કરવાનું કહ્યું.

વેપારીઓના મનમાં તો લુચ્ચાઇ હતી. તેઓએ તો પૈસા નહિ મળે એ વિચારે રાજા સાથે કરાર ન્હોતો કર્યો, બાકી તેઓની વખારમાં તો માલ પુષ્કળ હતો. કકલભાઇએ જ્યારે વખાર ખાલી કરવાનું કહ્યું ત્યારે તેઓ ગભરાયા. જો એમ કહે કે વખારમાં માલ છે તો રાજાને છેતર્યો ગણાય અને માલ નથી એમ કહે તો પોતે માલ ક્યાં નાખે?

વ્યાપારીએ એક પછી એક કકલભાઇને ખાનગીમાં બોલાવી પોતા પાસેનો વખારનો માલ વગર નફે પડતર ભાવે લખી આપ્યો અને નાણાં ચાર મહિને આપવાની કબુલાત થઇ. વ્યાપારીઓ તો બધી રીતે સપડાયા હતા એટલે ન છુટકે તેઓએ પોતાનો માલ મૂળ ભાવે આપ્યો

લગ્ન પ્રસંગ આવ્યો. અમરચંદના મોદીખાનેથી સર્વ વસ્તુઓ મળી. પરિણામમાં રાજાને ખૂબ સંતોષ થયો. સઘળાં નાણાં રાજાએ ચુકવી આપ્યાં. આ સોદામાં કસ્તુરીને લાખો રૂપિયાનો ફાયદો થયો કારણ કે માલ અડધી અને પડતર કીંમતે બધો મળ્યો અને નાણાં પુરા ભાવનાં મળ્યાં.

લગ્નમાં દરબાર ભરાયો તેમાં ગામના વ્યાપારીઓએ કુંવર સાહેબને વધાવું કર્યું. વધુમાં વધુ નગરશેઠના પાંચસો રૂપિયા વધાવામાં હતા. કકલભાઇ મુનીમે પોતાની શેઠાણી તરફથી એક લાખ રૂપીયા વધાવામાં નોંધાવ્યા. રાજા તાજુબ થઇ ગયો. બધા વ્યાપારીઓએ દાંતમાં આંગળાં ઘાલ્યાં.

રાજાએ રાણીને મળી કસ્તુરીના વધાવાની વાત કરી. રાજ્યનું મોદીખાનું જ્યારે બધાએ રાખવા ના પાડી ત્યારે પોતે રાખ્યું. કુંવરને એક લાખ રૂપિયાનું વધાવું કર્યું. હવે તેની કદર રાજ્યે જરૂર કરવી જોઇએ. રાજાએ કકલભાઇ મારફત કસ્તુરીને રાજ્ય મહેલમાં પાલખીમાં બેસાડીને બોલાવી અને રાજકુંવરની ફઇ તરીકે તેમનું સન્માન કરી વંશપરંપરા બે ગામ બક્ષીસ આપ્યાં.

આખી પ્રજામાં આ ઇનામી ગામ આપ્યાની વાત ઝડપથી પ્રસરી ગઇ. બીજે દિવસે કસ્તુરીનાં વખાણ સર્વત્ર થવા લાગ્યાં. કુંવરની ફઇ થઇ એટલે રાજ્યમાં પણ એનું માન વધ્યું.

કસ્તુરીને હવે જે ઇચ્છા હતી તે પૈસા અને માનમરતબો બરાબર રીતે પ્રાપ્ત થયાં. કકલભાઇ મુનીમને ત્હેણે મ્હોટું ઇનામ આપ્યું.

' કકલબાપા ! શેઠની ગેરહાજરીમાં ત્હમે ઠીક કામ કર્યું હો !'

" એ બધા આપની બુધ્ધિના પ્રતાપ છે. આજે શેઠનું નામ ત્હમે સવાયું કર્યું છે. "

" બાપા ! હવે ! હું જરા ૭ આઠ મહિના ગોકુલ મથુરા જઇ રહેવા માગું છું. ત્હમે બધું અહિ સંભાળજો. "

" એકલાં જશો ? "

" સાથે એક બે માણસ લઇ જઇશ."

(૪)

"એલા ! આવું સ્વાદિષ્ટ દુધ આજે કયાંથી લાવ્યો ?"

"સાહેબ ! હમણાં ખંભાતની બજારમાં એક ગોવાલણ આવી છે તે આ દુધ વેચે છે."

"કેટલા પૈસા આપ્યા ?"

"આ તો એણે નમુનો મફત આપ્યો છે."

"એટલે ?"

"આજે બજારમાં જતાં એ ગોવાલણને દુધ વેચતી જોઇ. તેના ઓટલા આગળ ઘરાકોની ભીડ જામી હતી એટલે હું પણ ગયો. મ્હેં દુધનો ભાવ પૂછયો એટલે એણે શેરના રૂપિયા અઢી કહ્યા. મ્હને આ ભાવ જોઇ હસવું આવ્યું અને મ્હારાથી 'રૂપીયા અઢી ?' એમ બોલાઇ ગયું. તો એ લટકાળી ગોવાલણ મ્હને કહે કે 'તું અને ત્હારો શેઠ કદી ખાઓ કદી; દુધ પીધાં ત્હમે.' એમ કહી એણે મને આ નમુનો આપ્યો છે."

પોતાના નોકર પાસેથી દુધ લઇને એક ઘુંટડો પીતાં તો શેઠના દિલમાં એક ચસકો થઇ ગયો. આસપાસ અત્તરના ફુવારા ઉડતા હોય એવા એ દુધના મધમધાટે એને તર કરી દીધો.

યાત્રાનું બહાનું કરી કસ્તુરી મુનીમને બધો વહીવટ સોંપી પતિની શોધમાં નીકળી. તેણે ગીરની મદમાતી ચાર ભેંસો સાથે લીધી. બે ત્રણ વિશ્વાસુ માણસોને પોતે પોતાની સહાયમાં લીધાં અને ફરતી ફરતી ખંભાત શહેરમાં આવી પહોંચી. લાંબી તપાસને અંતે તેને જણાયું કે અમરચંદ અહિ આવીને રહ્યો છે. વ્યાપારમાં એને મોટી ખોટ ગઇ છે અને માંડ માંડ વ્યવહાર ચલાવે છે. આ પ્રકારની બાતમી મેળવ્યા પછી તેણે ખંભાત શહેરની બજારમાં એક સુંદર ઘર ભાડે લીધું. અને ગોવાલણ તરીકે તેણે દુધ વેચવું શરૂ કર્યું. ઘરની બહાર ઓસરી હતી અને ઓસરીનું દ્વાર બજારમાં પડતું.

રોજ સ્હવાર સ્હાંજે તે કાઠીયાવાડી પેરણું અને કાળો પછેડો ઓઢીને બેસતી ત્યારે ખંભાતના છેલબટાઉઓ તેની આસપાસ મધમાખીઓની માફક ગણગણતા. આખાય ખંભાતમાં આ કાઠીયાવાડી ગોવાલણ 'કમળી' સહુનું આકર્ષણ બની. અઢી રૂપિયાનું શેર દુધ લેનાર કોણ મળે? લેનાર કોઇ ન મળે એટલે દુધની રૂપાની તાંબડી ભરી, ઉઠતી વખતે આખીને આખી તાબડી દુધ ગામનાં કુતરાંઓ ભેગાં કરી તે રોજ સ્હવાર સ્હાંજ તેને પાતી. ખંભાતીઓ કમળીના આ વર્તનથી આશ્ચર્ય પામતા. મોંઘા ભાવનું દુધ કોઇને સસ્તે ભાવે આપવા સાફ ના પાડતી અને કુતરાંઓને લ્હેરથી પાતી. કોઇ કોઇ રસિયો જુવાન કમળીના સૌંદર્ય તેજમાં અંજાઇ એના હાથનું દુધ લેવામાં પોતાને મ્હોટો ભાગ્યશાળી માનતો હોય તેમ કોઇ વખત સવા રૂપિયો ખર્ચી અરધો શેર દુધ લઇ પીતો. પણ એ દુધ એણે એના જન્મારામાં દીઠું ન હોય તેવું લાગતું. ઉંચા

મસાલા અને સુગંધી પદાર્થોથી કઢેલું ગીરની ભેંસોનું ચોખું દુધ પીનારાનાં દિલમાં અજબ ચેતન પ્રકટાવતું. આખા ખંભાતમાં ગોરી કમળી અને એનાં ગોરાં દુધ. એ સર્વ સ્થળે અને સર્વ વખતે એક સામાન્ય વિષય થઇ પડયો.

કસ્તુરીને બીજા કોઇ દુધ લેય કે ન લેય તેની પરવા ન્હોતી. ત્હેને તો અમરચંદ સાથે પરિચય કેમ વધે એજ કાર્ય મુખ્ય હતું. અમરચંદે પોતાના ગામથી નીકળી ખંભાતમાં રહી દરીયા માર્ગે મ્હોટો વ્યાપાર કર્યો હાલમાં વ્યાપારમાં મ્હોટી ખોટ હોવાથી તે મુંઝાયો હતો છતાં દેશમાં તો એ સ્થિતિમાં નજ જવું એવો ત્હેણે નિશ્ચય કર્યો હતો.

પોતાના માણસ પાસેથી કમળાએ આપેલ નમુનાનું દુધ ચાખતાં અમરચંદની તબીયત ખુશ થઇ ગઇ. બીજે દિવસે ત્હેણે ફરીથી માણસને મોકલ્યો અને એક શેર દુધ મંગાવ્યું- દુધ પીતાં પીતાં ત્હેણે નક્કી કરી લીધું કે એક મહિનાના પોણોસો રૂપીયા બેસે તો ભલે બેસે પણ આ દુધ તો જરૂરજ પીવું.

બરાબર મહિનો દિવસ ગીરની ભેંસોનું કઢેલું દુધ પીતાં અમરચંદના શરીરનું તેજ વધ્યું. તેનામાં નવું જીવન આવ્યું હોય તેમ દુધની અસર તેના ચહેરા ઉપર સ્પષ્ટ તરવરવા લાગી.

" લ્યો આ ત્હમારા દુધના પોણોસો રૂપિયા. " અમરચંદના માણસે મહિના દિવસના પૈસા ચુકવવા કમળી પાસે આવ્યો.

" પૈસા તે કયાં ભાગી જાય છે ? ત્હમે ગુજરાતીઓ તો પૈસાનાજ ભૂખ્યા લાગો છો. પૈસાની શી ઉતાવળ છે ? ત્હમારા શેઠને કહેજો કે ફુરસદે પોતે જાતે ભલે વરસ દિવસે આપે."

માણસે આવીને અમરચદને કમળીએ કહેલ વાત કહી કમળીનું વર્ણન કર્યું, કાળી કાળી વાદળીઓ વચ્ચે ઝબુકતી વિજળી સરીખુ એનું ગૌર વદન, એનું ઘાટીનુ માંસલ શરીર અને એથીયે અધિક એનુ કઢીયલ દુધ એ સર્વ વાતોએ અમરચદ લોભાયો. તે સહજ કમળી તરફ ખેચાયો.

પોતેજ કમળી જે બજારમા બેસતી તે તરફ ગયો કમળીને દ્વારે આજે સોનાના સૂરજ ઉગ્યા શેઠને આવતા જોઇ તે સાવધ બની

"કેમ શેઠ! દુધ લેવુ છે?" બોલતા બોલતા તેના નયણા નાચ્યા

"દુધ તો મ્હારો માણસ રોજ લઇ જાય છે"

"ત્યારે કાલે ચાર વીસુ ને પદર રૂપિયા મોકલ્યા તેજ શેઠ તહમે કે?

"હા તહમારૂ દુધ એક મહિનો પીધુ એના પૈસા તો મ્હારે મોકલના જોઇએ ને?" અમરચદે કમળીને નિરખી નિરખીને જોઇ

'પૈસા તે શેઠ શુ ચીજ છે તહમારે જોઇએ તેટલા વરસ દિવસે આપજોને! તહમારા જેવા શોખીન પીનારે હજી દુધની લહેર બરાબર ચાખી નથી."

"કેમ? રોજ તો એજ દુધ હુ પીઉ છુ"

"ના ના. એ દુધ તો બીજા?'

"એનો કઇ વધારે ભાવ છે?"

"ભાવ તો એજ પણ એ દુધ કઢેલુ તરત પીવું જોઇએ. તહમારો માણસ અહિંથી તહમારે ત્યા લઇ જાય તેટલામાં ટાઢુ પડી

જાય છે. એ તો ત્હમે જો રોજ સ્હવાર સ્હાંજ અહિ આવીને પીના જાઓ તો જ એ દુધની લીજ્જત આવે."

અમરચંદ તો કમળીને જોઇ પાગલ બનતો જતો હતો એટલે એને તો આ વાત ગમી અને રોજ સ્હવાર સ્હાંજ કમળીને ત્યાં દુધ પીવા આવવાની શરૂઆત કરી.

કમળીના કામણુમાં અમરચંદ પડ્યો. વેપાર રોજગાર એક કોરે મૂક્યાં. ત્હેને મન તો કમળી એટલે ઇશ્વર. એનો એ ભક્ત બન્યો, દીવાનો બન્યો. કમળીને તો એજ જોઇતું હતું. ત્હેણે અમરચંદને એક દિવસે પૂછ્યું:

"શેઠ! ત્હમે રોજ અહિં પધારો છો, એ જોઇ મ્હારી આંખ્યો ઠરે છે પણ ત્હમે કંઇ ઉદાસ જણાઓ છો. મ્હેં સાંભળ્યું છે કે ત્હમને વેપારમાં કંઇ નાણાંની જરૂર છે. ત્હમે મુંઝાઓ છો શા માટે? મ્હેં ત્હમારે માટે દશ હઝાર રૂપિયા રાખ્યા છે. લઇ જાઓ હુ પોતે ત્હમારી છું તો રૂપીઆ પણ ત્હમારાજ ગણાય."

અમરચંદને આ અણીને વખતે મળેલા રૂપિયા મીઠા લાગ્યા. એના વેપારમાં આ રકમથી ટેકો મળી ગયો. એને તો પ્રભુ પ્રસન્ન થયા હોય તેમ રૂપ અને રૂપિયા બન્ને મળવાથી એ હવે કમળીને ત્યાંજ રહેવા લાગ્યો

"વ્હાલા! ત્હમે હમણાં જે પ્રેમ મ્હારા તરફ બતાવો છો તે હમેશ રહેશે કે?"

"કમળી! આ ભવમાં આ-કમલનયનીને તો નહિ ભૂલું. પણ આવતા ભવમાં પણ એને ....................................."

"હં-હં-હં શેઠ! મ્હારે કંઇપણ વચન જોઇતું નથી. ત્હમારા હાથની આ વીટી છે એ મ્હને આપો એટલે મ્હારાં બાળકને એ પહેરાવી ત્હમે મ્હને તજી દેશો તો હું એ જોઇને સંતોષ માનીશ!"

"બાળક !" અમરચંદ સહજ ઢીલો દેખાયો

,'હા હુ થોડા મહિનામા એક બાળકની માતા થઇશ મ્હને ભય છે કે કદાચ ત્હમે મ્હને ત્યારે તજી દેશો તો આ વીંટી આપો એટલે હુ એમા જીવનનું કલ્યાણ માનીશ "

અમરચંદે તુરત પોતાની પહેરવાની વીંટી એને કાઢી આપી

"પણ કમળી ! ત્હને બાળક આવશે તો લોકો આપણી વાત જાણી જશે તેનુ હવે શુ કરશુ ?"

'કેમ ગભરાવા ? હુ ત્હમારી આબરૂ બચાવી લઇશ ત્હમે બેફીકર રહો '

આજે અમરચંદે આખી રાત કમળીને ત્યા બેચેનીમા ગાળી સ્હવારે ઉઠીને તે પોતાને ત્યા ગયો ત્યારે એનામા હમેશનો ઉત્સાહ ન્હોતો

આખો દિવસ કમળીના ત્હેણે વિચાર કર્યા કમળીના થનારા બાળક વિષે લોકો જાણશે ત્યારે જરૂર સમાજ તેના તરફ આગળી કરશે તે પોતે સ્હાજ સુધી એ પ્રશ્નનો કઈ નિકાલ કરી શકયો નહિ સ્હાજ પડતા કમળીના ઘર તરફ આજ તેના પગ ઉપડતા ન્હોતા છતા કમળી તરફના પ્રેમે એ ઘર તરફ ખેચાયો પણ તે કમળીના ઘર આગળ આવ્યો ત્યા તો આખુય ઘર ખાલી જોયુ

તપાસ કરતા એક પાડોસી બોલી ઉઠયો

' શેઠ ! ત્હમારૂ બુલબુલ ઉડી ગયુ ! એ તો આજે બપોરેજ અહિથી સામાન સકેલીને રવાના થઇ ગઇ '

"ક્યા ગઇ ?"

"એ તો એ જાણે પણ હવે કોઇ બીજુ બુલબુલ શોધો, બીજુ "

કસ્તુરી ત્યાંથી ગોકુળ મથુરા થોડા દિવસ રોકાઈ પોતાને ગામ આવી પહોંચી, તેને પોતાને જે જોઇતું હતું તે મળી ગયું હતું.

કસ્તુરી ગામમાં આવતાં ફરીથી મુનીમ રાજી થયે. મુનીમે શેઠાણીની ગેરહાજરીમા જે વ્યાપાર કર્યો હતો તે સર્વસ્વ જોઇ તે ખુશી થઇ અને મુનીમને પાંચ હજાર રૂપીઆ ઇનામમા આપ્યા

દિવસો એક પછી એક વિતવા લાગ્યા એક દિવસે આખા ગામમાં ઓચિંતી વાત ચાલી કે અમરચંદ શેઠની કસ્તુરી થોડા વખતમા એક બાળકની માતા થશે શેરીએ, ચકલે, ચૌટે સર્વત્ર કસ્તુરીની નિંદા થવા લાગી કુથલીખોરોને અને અદેખાઓને નવો વાણીનો ખોરાક મળ્યો એટલે તેમનુ બજાર તેજ થયુ

" શેઠાણી ! ગજબ થઇ ! તમે મ્હારા ધોળામા ધૂળ નાખી "

" શુ થયુ, કકલભાઇ મુનીમ ! એવુ તે શુ થયુ ? "

" આજે આખુ ગામ તમારીજ વાતો કરે છે, શેઠ આવને ત્યારે હુ શુ મ્હો બતાવીશ મ્હારે તો આપઘાત કરવો પડશે આપઘાત ! " વૃદ્ધ મુનીમને ખુબ આઘાત થયો હોય તેવી તેની મુખમુદ્રા દેખાઇ.

" કકલબાપા ! તમે ખેરીકર ગયો ખેરીકર..."

" મ્હારુ કપાળ ખેરીકર ગયુ માડ માડ જગનમાથી નિષ્કલંક થઇને નીકળ્યો હતો ત્યા નસીબે આ ચકકરમા નાખ્યો. આજે ગામ શુ બોલે છે તેની કઇ તમને ખબર છે ? "કકલભાઇ અકળાયો

" કઇ ગરણું બંધાય છે, બાપા ? "

" ત્યારે એ વાત શુ ખોટી છે ? "

" વાત સાવ સાચી પણ એ બાળક ત્હારા શેઠનુંજ છે "

"હુ !"

"હા ખેરીકર રહો."

"એ કેમ બને ?"

"આ વીંટી કોની ?"

"એ તો મ્હારા શેઠની અને શેઠ એ વીંટી કોઇ દિવસ આગળીએથી ઉતારતા નહિ. એજ વીંટી છે પણ ત્હમે શી રીતે લાવ્યા ?"

તુરત કસ્તુરીએ સઘળી હકીકત પહેલેથી છે તે સુધી વિગત વાર કકલભાઇને કહી સ્હમજાવી

જીવિતને આરે ઉભેલા વૃધ્ધે પણ કસ્તુરીની હિમ્મત, ચતુરાઇ અને પવિત્રતા જોઇ પોતાનુ મસ્તક તેના સમક્ષ ઝુકાવ્યુ.

"પણ આ વાત–હમણા ખાનગી રાખજો લોકો જે કહે તે સાખી લેજો માત્ર દરબાર સાહેબને ત્હમે ખાનગીમા બધી વાતથી વાકેફ કરી આવજો

નવ મહિના થયા ત્યા તો કસ્તુરીને ત્યા પુત્ર જન્મ થયો. આખા ગામમા હાહાકાર થઈ ગયો વિરોધીઓ રાજી થયા, મિત્રોના દિલમા દુ ખ થયુ ધર્મિષ્ઠો કળીયુગ આવ્યો છે એમ બોલી ઉઠ્યા કકલભાઇ અને કસ્તુરી તરફ લોકો ધિક્કારના શબ્દો જેમ ફાવે તેમ ફેંકવા લાગ્યા

વાત વાતમા પાચ વર્ષ વીતી ગયા ત્યા એક સ્હવારે ખબર આવ્યા કે અમરચદ શેઠ પરદેશથી કમાઇને આવે છે

કસ્તુરીને તો રાજ્યે ગામ ઇનામ આપેલા હોવાથી તે પણ ગામધણી ગણાતી, તેના ગામના નિશાન ડકા વિગેરેથી ત્હેણે પોતાના પતિનો સત્કાર કર્યો.

અમરચંદ તો એમજ માનતો હતો કે કસ્તુરી કોઈના દળણાં દળી, પાણી ભરી માંડમાંડ પેટ ભરતી હશે કારણ કે લ્હેણે તો તેને માટે જતાં જતાં માત્ર ઘરમાં એક મહિનાનુંજ અનાજ મૂક્યું હતું. આજે પોતાની મૂડનું પાણી વધશે અને એ આડીને આધારે મોભ કહેનાર કસ્તુરી પોતાને નમશે; એ વિચારે તે ગામ નજદીક આવ્યો હતો પણ તેની અજાયબી વચ્ચે મહકારનો રાજ-વૈભવ જોઇ આશ્ચર્ય પામ્યો. તપાસ કરતાં લ્હેને માલુમ પડ્યું કે કસ્તુરી તો ગામધણી બની છે.

આ વખતે ગામના લોકો સહુ એકજ વાત કરી રહ્યાં હતા કે ઠાકરો જોઇ અમરચંદ જરૂર કસ્તુરીને કાઢી મૂકશે.

અમરચંદ પોતાને ઘેર આવ્યો તો ત્યાં પણ પોતે ન ધારે તેનો વૈભવ અને લક્ષ્મી તેણે પોતાને આંગણે નાચતાં જોયાં. એટલામા તો ઘરના બારણામાં સોળ શણગાર સજી કસ્તુરી છોકરાને સ્હામે લઇને ઉભી.

" કમળ ! આ ત્હારા પિતાને પૂછ કે ત્હારે માટે પરદેશથી શું લાવ્યા ? " હસતી હસતી કસ્તુરીએ પતિ આગળ પુત્રને ધર્યો.

અમરચંદને તો આ જોઇ આખા શરીરે આગ લાગી. તેના ક્રોધને એક ક્ષણભર લ્હેણે અટકાવ્યો તે ચુપચુપ ઘરમાં ગયો. કસ્તુરી શેઠના દિલમા લાગેલી ઝાળનુ કારણ સ્હમજી ગઇ.

જમવાનો વખત થયો ત્યાં કસ્તુરી એ છોકરાની સાથે અમ-રચંદને જમવા બોલાવા આવી.

" બાપુ ! જમવા ....."

આ શબ્દો સાંભળતાં અમરચંદે પોતાનાપરનો કાબુ ખોયો.

" કસ્તુરી ! કસ્તુરી ! આ કોનું ફરજંદ ? "



ચિત્રકાર ] મોભ કે આડી ? [ શ્રી હરિલાલ ત્રીવેદી

"પોતાની પહેરવાની વીંટી કાઢી આપી"

ત્હેણે જોરથી ત્રાડ પાડી.

" ફરજંદ આપનું-બીજા કોનું હોય ? "

" મ્હારૂં ? "

" ત્હમને શંકા કેમ જાય છે ? "

" એ કેમ બને—કસ્તુરી ? ત્હેં હરામના હમેલ......

" છોકરે ગળામાં શું પહેર્યું છે તે જુઓ પછી જે બોલવું હોય તે ખુશીથી બોલો. "

ગુસ્સામાં ને ગુસ્સામાં અમરચંદે છોકરાના ગળામાં સાંકળી વચ્ચે પોતાની વીંટી જોઇ. બીજી પળે તેણે કસ્તુરી સ્હામે શંકાથી જોયું. કમળીનું ને કસ્તુરીનું મુખ એક સરખું લાગ્યું. તે ભોંઠો પડયો, શરમાયો અને ત્હેણે નીચે જોયું.

" કયમ, આડીને આધારેય કોઇ વખત મોભ ખરો કે ? " કસ્તુરીએ પતિ તરફ નયનબાણ ફેંકયું.

" હું હાર્યો તું જીતી. હું જાણતો હતો કે મોભને આધારે આડી રહે છે પણ મોભનેય આડીનો આધાર છે ખરો ! "

" ત્હમારૂં વચન પળાયું છે કે નહિ ? "

" જરૂર—એટલેજ તુ જીતી. "

સુરત આખા ગામમાં આ પતિ પત્નીની વાતો પવનવેગે ફેલાઇ ગઇ. મોભને આધારે આડી કે આડીને આધારે મોભ, અમરચંદનું પરદેશ જવું, કસ્તુરીની હુશીયારી, કસ્તુરીનું કમળી બનવું વિગેરે વાતો ગૃહે ગૃહે થવા લાગી. ઘણાય સ્ત્રી પુરૂષોએ મોભને આડી વિષે ચર્ચા કરી.

---

# વળાવીયો

મહારસંગ ચુડાસમો કેશોદના ચુડાસમા રાજપુતોનો ભાયાત હતો. એના જીવનની એક ધૂન હતી કે કોઈપણ જાનનું વળાવું કરવું હોય તો તે દરેક વખતે તૈયાર ઘેર અને નાઘેરમાં એનું વળાવું વખણાતું. ટેકીલો, એકવચની, તેજસ્વી અને શૂરવીર મહારસંગ કેશોદના તેમજ આસપાસના મહાજનમાં સર્વને પ્રિય હતો. મહા મહિનો તો મહારસંગના જીવનમાં ખરેખર મહાન નિવડતો. આખોય મહિનો એને જાનોમાં જવું પડતું. વળાવીયા તરીકે એના નામની શાખ જામી હતી.

મહારસંગને ગામમાં બે ખેતર હતા. તે ભાગમાં ખેડાવી લેતો અને એમાંથી જે દાણો આવતો તેમાં જીવનનો નિર્વાહ ચલાવતો. બાકી એની ડેલીએ કાવા કસુંબા રોજ ઉડતા તે તો તેના વળાવામાંથી પતતું.

કોઈપણ ચારણ આવે તો મોટા ગીરાસદાર ચુડાસમાઓને છોડી એ મહારસંગનો જ મહેમાન થતો અને મહારસંગની કીર્તિ આખાય સોરઠમાં એ વખતે ગવાતી.

મદારસંગને સહુ વળાવીયા તરીકે ઓળખતા. ચોર, લૂંટારાઓ અને બ્હારવટીઆઓ મદારસંગનું નામ સાંભળી છેટે રહેતા. મદારસંગ બે બંદૂક બાંધતો અને એના નિશાન અચુક ગણાતાં. જ્યાં જાન ગઇ હોય ત્યાં વળાવીયાની બહાદૂરીની હરીફાઇ થતી. ગામને પાદર ઉંચો પીપળો હોય તેની છેક છેલ્લી ડાળે એક કામઠું બાંધી તેમાં દોરા વચ્ચે નાળીએરને લટકતું રાખવામાં આવે. જો જાનનો વળાવીયો એ નાળીઅર પહેલેજ નિશાને પાડે તો જાન જીતે અને નહિ તો એ વળાવીયો હાર્યો ગણાય. મદારસગે એવાં સો નાળીઅર આજ સુધીમાં જીત્યાં હતા. એટલે એને સહુ સો નાળીયેરો કહેતાં.

"ક્યાં છે મદારસગ બાપુ !" ડેલી બહારથી કોઇનો અવાજ આવ્યો.

"ઇલા ઇ કોણ છે ?"

"બાપુ ! રામરામ એ તો હુ રામજી"

"ઓ હો, રામજી શેઠ, આવો ! આવો !"

"બાપુ આપને તકલીફ આપવાની છે."

"હમે નહિ આપો તો કોણ આપશે ?" મદારસગે પોતાની મરોડદાર મૂછ પર હાથ ફેરવ્યો.

"અમ્હે તો માનીએ છીએ કે, બીજા મોટા દરબારો છે પણ આપજ અમ્હારા સાચા દરબાર છો."

રામજીએ મદારસંગની સ્હામે બેઠક લીધી.

"રામજી શેઠ ! હું તો બધાયથી ન્હાનો માણસ છું. બોલો ત્હમારૂં શું કામ કરી આપું ?"

"આપની પાસે તો એક નિનાય બીજુ શુ કામ હોય ?"

"એટલે ?"

"આ આપણા જમનદાનની જાન માધવપુર જવાની છે એટલા માટે આવ્યો છુ"

"લગ્ન ક્યારના છે ?" મહાગ્મગે હોકાની ફુક ખેચી

"લગ્ન તો અજવાળી પાચમના છે"

'દેવાનને દિ કરમશી શેઠની જાન અમ્રાન જવાની છે અને મ્હે વચન આપ્યુ છે એટલે જમનાદાનના લગ્નમા ક્યાથી બનાય ?"

"બાપુ! આઠમને દિવસે આપણી જાન તો આવી જશે એને આપ કરમશીને આપેલુ વચન પાળી શકશો'

'રામજી શેઠ! ત્હમારા બાપુ ને મ્હારા બાપુ બેય ભાઇબંધ હતા એટલે મ્હારે તો ત્હમારે વચને આવવુજ જોઇએ"

(૨)

છઠનો ચન્દ્રમા આકાશે ચડયો માધવપુરના પાદરમા પવનમા ઝુલી રહેલા નાગાએરીના વનમા જાણે ભાતીગર ચદરવો હોય તેવા તેજ વેરાયા

"દરબાર અહિ કૃષ્ણ ભગવાને રૂક્ષ્મણિનુ હરણ કરી લગ્ન કર્યા હતા તે વાત તો યાદ છે ના ?"

વીશ વરસની નવયૌવનના કેસરની આખો અજવાળીયામા નાચી

દરબાર આ વખતે નીચુ જોઇ રહ્યો

"મદારસંગ! હું બધાની લાજ મરજાદ છોડી તમારી પાસે આવી અને ત્હમે તો મુગા મંતર થઇને ઉભા છો.

આહ્મણ જળથી ઓસરે,
ક્ષત્રી રણથી જાય:
વૈશ્ય ડરે વેપારથી,
ઇ કાયર કે'વાય"

"કેસર ત્હે બરાબર કહ્યું. ક્ષત્રીએ રણથી કાયર ન થવુ પણ આ તો રણને બદલે અનીતિનો અખાડો જમાવવાની વાત છે."

"મદારસંગ! નીતિ અનીતિ એ તો વાતોજ છે. હું તો આજ બે વરસથી ત્હમારા નામની માળા જપુ છુ ત્રીજે વરસે ત્હમે કાનજીની જાનમા અણુીયાળે વળાવીયા તરીકે આવ્યા હતા ત્યારથી હુ ત્હમારી તરફ રોજ પ્રભુની માફક જોયા કરૂ છુ. આજે ત્હમે કૃષ્ણ થાઓ હુ ત્હમારી રૂક્ષ્મણિ બનું."

"કેસર! ભગવાનને નામે ત્હને હુ કહુ છુ કે એ વાત મૂકી દે હુ ચુડાસમો રાજપુત છુ. મહાજનની વહુ દિકરી એ મ્હારી બ્હેનો ગણાય."

"આટલી બધી કાયરતા?"

"આને તુ કાયરતા કહે છે?"

"જરૂર કાયરતા! આરી એકાંતમાં આવી દિલની વાત કહેનારી મ્હારા જેવી મળે ત્યારે તમે નીતિનાં પુરાણ ઉઘેલો એ કાયરતા નહિ તો બીજુ શું!"

"સોના સરખા રંગની,
હાથે મોડા મોડ;
પાલવ નેપુર ઠમકતાં,
બોલ્યે ઝાઝું જોર."

"કેસર હું હવે ત્યારે ત્હને સાચી વાત કહી દઉં?"

"મ્હારે મન સો વાતની એક વાત છે; બોલો હા કે ના?"

મદારસંગ જવાબમાં તિરસ્કારથી હસ્યો.

"કેસર! હું વળાવીયો છું. વળાવીયો એટલે આખી જાનની નીતિ, રીતિ અને જાનમાલનો રક્ષક. એને તું ભક્ષક થવાની સલાહ આપે છે?"

"મ્હારે ઇ ત્હમારૂં કંઇ સાંભળવું નથી." કેસરે તોછડાઇથી કહ્યું.

"કેસર! ગુપચુપ જાનને ઉતારે બારણેથી ચાલી જા. મદારસંગને એના ધર્મમાંથી ચતરાવવા અપ્સરા અવતરે તો પણ એનું કંઇ ચાલે તેમ નથી તો તું કોણ?"

"દરબાર! પીરસેલી થાળી ઠેલો છો તો પસ્તાશો?"

"પસ્તાવાનું તો મ્હેં મ્હારા જીવનમાં કંઇ રાખ્યુંજ નથી. પણ તને ચેતાવું છું કે જો ફરીથી આવું કરીશ તો ગોળીયે દઇશ. ઘરડેરા સાચું કહી ગયા છે કે સ્રીઓને જાનમાં લઇ ન જવી."

"દરબાર હજુ કહું છું માનો!"

"બાપુ જા, ભગવાનને ખાતર જા. મ્હારો પીત્તો ઉછળશે તો રંગમાં ભંગ થશે. મ્હેં તારા જેવી તો ક્યાંઇ દીઠી નથી."

"દરબાર ત્હમે રાજપુત નહિ પણ ટીટાં છો, ટીટાં!"



ચિત્રકાર ] વળાવીયો [ શ્રી હરિલાલ રાવળ

વળાવીયો એટલે આખી જાતની નીતિ

મદારસંગનો પીત્તો ઉછળ્યો તેણે તરવાર પર હાથ નાંખ્યો પણ તેટલામા તો કેસર જાનના ઉતારા તરફ ચાલતી થઇ.

માધવપુરમાં રામજીના દિકરા જમનાદાસની જાન આવી પાંચમના લગ્ન ધામધુમથી થઇ ગયાં, જાનને ગામની બહાર નાળીએરના વનથી થોડે દુર આવેલા એક વડામાં ઉતારો અપાયો હતો. મદારસગ વળાવીયા તરીકે જાનમાં સાથે આવ્યો હતો તેણે તો પોતાનો ઉનારો નાળીએરના વનમાં કર્યો હતો.

આજે લગનનો બીજો દિવસ છે, બધુ જાનૈયા ગામમા વેવાઇને ઘેર ગયા એ વખતે તક સાધી રામજીના સાઢુભાઇની દિકરી કેસર વનમા મદારસગ પાસે આવી પહોચી. કેસરનુ [નામ કેશોદમા પણ હલકુ હતુ એનો વર પાચ વર્ષથી પરદેશ ગયો હતો એટલે એને માટે ગામમા જેમ તેમ વાતો થતી. દરબાર મદારસગને એ વાતો આજે સાચી લાગી

(૩)

જાન માધવપુરથી કેશોદ તરફ રવાના થઇ. કેસરનો પ્રસંગ બન્યા પછી મદારસગને બે દિવસ માધવપુરના બહુ ભારે લાગ્યા. એને કાવા કસુબા કડવા ઝેર જેવા લાગ્યા કેસરના વર્તનથી એનુ દિલ ડખતુ હતુ

" કેમ મદારસગ બાપુ ! કઇ તબીયત બોળી છે ? બે દિવસથી આપનો ચહેરો ઉતરી ગયેલો કેમ લાગે છે ?" રામજીએ સોપારી ભાગીને દરબાર સમક્ષ ભુકો ધર્યો.

" ઈ તો અમસ્તુ. કોઇ વખત વાદળા આવે ત્યારે આકાશ જેમ તેજ વિનાનુ થઇ જાય છે એમ માણસને પણ આડાં કોઇ દિવસ વાદળા આવે. "

" આપને શરીરને વાદળા કેના ? "

પચાળાની મીમમા જાન કુએ કરના ખોટી થઇ ત્યા નામજી અને મદારમગ વચ્ચે આ પ્રમાણે સહજ વાતો થઇ પણ મદારસગે ખરી વાત છુપાવી કેસર માથે બનેલો પ્રસગ ગાઇને કહેવો કે નહિ એ વિચારમા મદારમગ મુઝાતો હતો

જાનના કામ એટલે ઉતાવળ કરતા કરતા પણ રાધનપુરથી નીકળતા મોડુ થયેલુ એટલે પીપળીને પાદર જાનને દિ આથમી ગયો આ વખતે નાથેગમા કાનુ બહારવટુ જામ્યુ હતુ. જાન એટલે જોખમ ઘણુ છતા મદારમગ વળાવીયા તરીકે હોવાથી નામજીને એ બાબતનો કઇ વિચાર પણ ન આવ્યો

કેસર વરના ગાડામા બેઠી હતી અને મદારમગ ઘોડે ચડી ચાલતો હતો એ પોતાની વિચાર ઘટનામા એટલો બધો ગુથાઇ ગયો હતો કે મોડુ થયુ છે, એ બાબત પર કઇ ખાસ ધ્યાન ગયુ નહિ

પીપળીથી જાન નીકળી ત્યારે દૂર દૂર શીયાળીયા બોલ્યા જાનમાના એક વૃધ્ધ પુરૂષે બીજાને કહ્યુ "અત્યારે ચિન્હ સારા દેખાતા નથી"

વૃદ્ધની વાત સાચી પડી. પીપળીની ધાર આગળ ગાડા પહોચ્યા ત્યા રાત જામી ગઇ હતી. પીપળીની ધાર એટલે દિવસમા પણ સુમસામ લાગે રાતના તો ત્યાથી મુસાફરો જાય તો જરૂર એના હૃદયના ધબકારા વધે એવી એ જગ્યા દૂર દૂર કેરોદ દેખાય અને પશ્ચિમે ઉઠી ઉઠી પીપળીના ઝાડવા ઝાખા ઝાખા લાગે એવુ એ ઉજ્જડ સ્થળ છે.

ગાડા એક ધાર ઉતરી બીજી ધાર ચડે ત્યા તો સ્હામે ધાર ઉપર પાચ બુકાની બાધેલા યુવાન ચડતા હોય તેમ લાગ્યુ

સહુએ આ વખતે મદારસંગ તરફ આંખો ફેરવી. રામજી ગાડીમાંથી નીચે ઉતરી મદારસંગ પાસે આવ્યો.

"મદારસંગ બાપુ ! ધાર ઉપર કોઇ જણુ હોય એવું દેખાય છે"

મદારસંગ જવાબમાં હસ્યો.

"કોની માએ શેર સુંઠ ખાધી છે કે મદારસંગ વળાવીયો હોય અને જાનનો એક વાળ પણ વાંકો કરી શકે ?"

"ત્યારે બાપુ આપ આગળ ચાલો એટલે ગાડાં ચાલે"

મદારસંગ સહુની મોખરે થયો. પોતાની બન્ને બંદૂકો તેણે તૈયાર રાખી.

ગાડાં બરાબર ધાર ઉપર ચડયાં; એટલામાં પાંચ બુકાની બાંધેલા પુરૂષો ગાડાના ચીલામાં આડા ઉભા.

"એલા કોણ માટી ?" મદારસંગે પડકારો કર્યો.

મદારસંગનો અવાજ પેલા પાંચે જણાએ ઓળખ્યો.

"એ તો અમ્હે." પાંચમાના એકે દ્રઢતાથી જવાબ આપ્યો.

"આઘા ખસી જાઓ. જાનના ગાડાંને જવા દીયો; નહિ તો મદારસંગના હાથનો રસ ચાખવો પડશે."

પેલા ત્યાં પત્થરની માફક જડાઇ રહ્યા. ચીલામાંથી ન ખસે કે ન બોલે.

રામજી આ દ્રશ્ય જોઇ ગભરાયો. તેણે મદારસંગના કાનમાં પોતાનું મોઢું ધર્યું.

" બાપુ ! હવે શું કરશો ?"

" હું મરીશ. બીજું શું કરીશ. હું જીવતો છું અને ત્હમને એ લુટે એ તો સૂરજ પૂર્વમાંથી પશ્ચિમમાં ઉગે તોજ બને—જુવાનો, કાદૂને કેજો કે મદારસંગ મળ્યો હતો, ખસી જાઓ !"

આ વખતે એમાંના એકે દૂર જઇ જેમ શીયાળીયું બોલે તેમ અવાજ કર્યો. તુરતજ ધારને બીજે પડખેથી એવોજ અવાજ આવ્યો. આંખના પલકારામાં તો બીજા પાંચ જણાએ આ દિશામાં દોડતા આવ્યા.

આવનારમાંથી એક બોલી ઉઠયો -

" મદારસંગ ખસી જા ! આજ તો અમને આ જાન લુંટવા દે. તું વળાવીયો હો એટલે અમ્હે તારી શરમ દર વખતે રાખીએ છીએ પણ આ વખતે નહિ રાખીએ."

મદારસંગ આ અવાજ ઓળખી ગયો.

કાદુ ! હું જીવતો હોઉં ત્યાંસુધી મ્હારા શેઠ લુંટાયજ નહિ. એ તો મદારસંગનું માથું પડે ત્યારેજ એના ઉપર કોઇ હાથ નાંખી શકે."

" કાદૂ " શબ્દ સાંભળતા ગાડામાં બેઠેલા જાનૈયાનું લોહી ઠંડુ પડી ગયુ. રામજી પણ ખૂબ ગભરાયો.

" મદારસંગ નકામો શું કરવા મરી જાઉ." કાદૂએ શિખામણ આપી.

" એમ મરવાની તો અમ્હારા કુળની રીત છે.

શ્યામ ઉગારી રણ રહે,
એ રજપુતાં રીત;
જ્યાં લગી પાણી આવરે,
ત્યાં લગી દુધ નંચીત "

બીજીજ પળે ધીંગાણું જામ્યું. ગાડાવાળામાં ત્રણ આહિર હતા એને પડકારી મદારસંગે જુસ્સો ચડાવ્યો. આ રીતે મકરાણીઓ સામે મદારસંગ થયો.

બંદૂકો ખાલી થઇ એટલે તલવારો ઉછળી; ગાડાવાળા આહિરો તો ગાડામાં નાંખેલાં આડાં લઇ કુદી પડયા.

જાનના બાકીના માણસો તો ધ્રુજતા હતા. વરના ગાડામાં બેઠેલી કેસર મદારસંગના પરાક્રમ જોઇ રહી હતી. તેને લાગતું હતું કે સ્હામેના મકરાણીઓ મદારસંગને આજે પૂરો કરશે પણ સહુની અજાયબી વચ્ચે મદારસંગ અજબ રીતે લડી રહ્યો હતો વચમાં એક વખત કાદૂએ પડકારો કર્યો.

" મદારસંગ– રહેવા દે ! રહેવા દે ! આ જાનની લુંટનો અરધો અરધ ભાગ તને આપીશ."

" છ ઘર બીજા—કાદુ ! છ ઘર બીજાં." એમ બોલતાં મદારસંગે કાદૂના બે જણને પૂરા કર્યા.

હવે મદારસંગ સ્હેજ થાકતો હોય તેમ લાગ્યો.

જાનનાં સર્વ માણસો તેના તરફ જોઇ રહ્યાં હતાં. સઘળાના જીવનની આશા તેના ઉપર હતી. એટલામાં તો મદારસંગને એક તરવારનો સખ્ત ઝાટકો ડાબા હાથપર લાગ્યો. તે ઘવાયો પેલા આહિરો શૂર પર ચડયા. ઘવાયલા મદારસંગે હં–મારો બાપો–મારો કાપો એવું બૂમરાણ કરી મેલ્યું.

ધીંગાણામા આ રીતે બહારવટીયાઓએ વિજય થશે એ આશાએ જોર માંડ્યુ પણ એટલામા ધમાની તરફથી ઘોડાના પગના સભળાયા બાહ્રવટીયાઓએ હે રો હુમરો કર્યો અને બીજી પળે તેઓ ઉતર તરફ નાસ્યા ન્હાસતા પડેના કાઢુના એક મખન ઝટકાએ મદારસગને પાડ્યો, ધીંગાણાની જગ્યાએ આઠ ઘોડેસ્વાર આવી ઉભા તેઓમાના ૭ જણાઓએ પોતાના ઘોડાઓને બહાર વટીયાઓની દિશામા મારી મૂકયા

(૪)

મદારસગ ઘાયલ થયો તેથી આસપાસ જાનના મર્દ માણસો તથા આરોન ગીસ્તના બે સનારો ફરી વળ્યા

આઠમના અજવાળીયામા મદારસગનુ મુખ કેસરે જોયુ મદારસગના મુખપર હાસ્ય ફરકયુ એ હાસ્ય કેસરને જાણે એમ કહેતુ હોય કે પોતુ સાચુ રણ ન્હોતુ પણ આ સાચુ રણ છે અને એમા ક્ષત્રી તરીકે પોતે પ્રાણ આપ્યા છે

દરબારને પ્રાણઘાતક ઘા લાગ્યો છે એ વિચારે રાનજી ખૂબ દુખી દેખાયો

'મદારસગ બાપુ! આજે આપે અમ્હારા માટે પ્રાણ આપ્યા છે '

મદારસગ બોલી શક્યો નહિ પણ તેણે હાથથી વાત કરી — એ તો વળાવીયા તરીકેની મ્હે મ્હારી ફરજ બજાવી છે

"હુ તમારા કુટુબનું જીવનાન્ત ભરણપોષણ કરીશ બીજુ કઇ કહેવું છે ?"

મદારસંગે આ વખતે ચન્દ્રમા તરફ જોયું—આંખો મીંચી અને તેનો આત્મા પરલોકમાં પહોંચી ગયો.

ॐ

પીપળીની ધારપરનો પાવળીયો આજે પણ એ કાદૂના જમાનાની સાક્ષી પૂરી રહ્યો છે અને નીતિના રક્ષક તથા વફાદાર વળાવીયા મદારસંગની શૌર્યભરી યાદ આપે છે.

---

# રેવતી

ગણોદ અને ગીદ. વચ્ચે ઉજરીનું પાદર શોભી રહ્યું છે ભાદરકાંઠો નજદિકમા હોવાથી ઉજરીની આસપાસનો પ્રદેશ રમણીય છે

દુકાળ વર્ષ છે ચારે તરફથી ભુખમરાની આગ સળગતી આવે છે ઉજરી પણ એ આગમા સપડાયુ ઉજરીના ઢોર ચારા અને પાણીને અભાવે તરફડીયાં નાખી મરવા લાગ્યા માણસ અને ઢોરના હાડપીંજરો ઉજરીના પાદરમા દેખાયા ઉજરીમાં ઈશ્વર ભાટનુ એક કુટુંબ રહેતુ હતુ ઈશ્વરભાટ પાસે ચાર ભેંસો અને બે ગાયો હતી ઘરમા પોતે પોતાની સ્ત્રી તથા એક યુવાન પુત્રી એમ ત્રણ માણસ હતા ૭ ઢોર અને ત્રણ માણસને દુકાળમાં નિભાવવાં એ ઈશ્વરભાટ માટે મુશ્કેલ થઇ પડ્યુ

દુકાળના મહિના પૂરે તેમ હોતા ચૈત્ર વૈશાખના ધોમ ધખતા તાપમા માણસો અને ઢોરો ભૂખ અને તરસના દુખે મરણ,

શરણ થવા લાગ્યાં. ઈશ્વરભાટ મુંઝાયો. આજે સીમમાંથી હાથલા કાપી ઢોરને ખવડાવી માંડ પુરૂં કર્યું

"રેવા ! જો આ ગાય મરી જશે તો મારે મરવું પડશે." રાતના માથે હાથ મુકી પિતાએ પુત્રી પાસે દિલ ખોલ્યું.

"બાપા ! એમ કાયર થઈને બેસી રહીશું તો બધાંય ઢોર મરી જશે,"

"ત્યારે દિકરી, બીજું હવે શું કરવું ? હવે તો હું થાકયો. રામની ઇચ્છા હોય તેમ કરે."

આપણા આંબા પટેલ પોતાના ઢોરને ગીરમાં હાંકી ગયા. આપણે પણ તેમ કરીએ તો ? " રેવતીએ પોતાના મુંઝાયલા બાપને રસ્તો સુઝાડયો

"હા, એ એકજ રસ્તો હવે બાકી છે. ત્હારી માને કહી દે કે કાલે આપણે બધાંય ઢોર હાંકીને ગીર તરફ જઇશું અને......

"કાં ઇશ્વરભાટ ! ઘરમાં છો કે ?"

"કોણ છે ?",

"ડેલી ઉઘાડો —એ તો હું સોમચંદ."

રેવતીએ ઉભી થઇ ડેલી ઉઘાડી —સોમચંદ બગલમાં ચોપડા સહિત દાખલ થયો.

"કાં શેઠ-અટાણે મોડા મોડા ?".

"કેમ, દાણાનું કેમ છે ? હું ખળાવાડે ગયો હતો અને આ તરફથી નીકળ્યો એટલે ત્હમને મળતો જાઉં એમ ધારી બારણું ઉઘડાવ્યું ".

સોમચંદે ખાટલામાં બેસતાં બેસતા રેવતી તરફ એકી ટસે જોયુ.

" સોમચંદ શેઠ ! દાણામાં તો માડ માડ એ- ટાણુ પાણીને આજ દિ સુધી નભાવ્યુ પણ આ ઢોર મરી જશે એ વિચાર હવે અસહ્ય લાગે છે "

' ઢોરનુ તો શુ કરીએ અમારાય ઢોરને અમે માડમાડ નીરણુની ઓગઠપર નભાવીએ છીએ બે મહિના નીકળી જાય અને મે વહેલો આવે તો તો ઠીક, નહર બધાય ઢોરનો ઉમરડો ઓલી જશે " સોમચંદે આમામ સહામુ જોયુ.

" હુ તો કાલે ઢોરને ગીરમા લઇ જાઉ છુ. એ સિવાય બીજુ હવે કઇ સુઝતુ નથી "

' એકલા જશો કે બધાયને તેડી જશો ? "

" રેવતી અને એની મા પણ સાથેજ આવશે એને અહિ કોને આધારે મુકુ ? '

" જો રેવતી અને મ્હારા મામી અહીં રહે તો હુ તેમને જાર બાજરો જે મળશે તે પુરૂ પાડીશ "

અધારામા રેવતી તરફ ફરી સોમચંદે એક મરખી નજર કરી

(૨)

" ક્યા રેવુ ? "

" રેવું તો ભુજરી "

" ગીરમા જતા હશો ? "

" હા ઢોરનો બીજે કયાઇ પાગ ચડે તેમ નથી અમ્હારી

તરફ તો એકેય તણખલું હવે નથી. ”

" પણ ગીરમાં તો હવે પરહદનાં ઢોર માટે બંધી થઇ છે."

" કયાંથી ? ” ઇશ્વરભાટના પેટમાં ફાળ પડી. " આજ ચાર દિ થઇ ગયા, લાગલગાટ ઢોર ત્રણ દિ થી પાછાં ફરે છે. ભૈયારી, ભીતડી, અને ગરજ એમ ઘણાય ગામમાં ઢોર દુઃખી થઇને પાછાં ગયાં. ”

આ ખબર સાંભળતા ઇશ્વરભાટ તો ત્યાંને ત્યાં બેસી ગયો અને પોક મુકીને રોયો.

" બાપા ! આમ અજાણ્યા મુલકમાં એમ હિમ્મત શું હારી જાઓ છો ? ”

હિમ્મતને ન છોડીયે,
ન છોડીયે રામનું નામ;
પડનું સત ન મેલવું,
જ્યાં લગી ઘટમાં પ્રાણ.

રેવતીને આમ પોતાના પિતાને હિમ્મત આપતી જોઇ પેલો યુવાન અજાયબ થયો. યુવાનીના મુખદ્વારમાં ઉભેલી રેવતીના બોલે-બોલે તેનાપર અસર થઇ કોઇ કોઇને જરાપણ મદદ કરી શકે એવો વખત નહોતો. દુકાળની અમર મથાળે એક સરખી હતી પણ રેવતીને જોઇ આ કુટુંબને મદદ કરવાની આ યુવાનને ઇચ્છા થઇ.

રેવતીના સમજાવ્યા છતા ઇશ્વરભાટ પોતાનાં આંસુ અટ-કાવી શક્યો નહિ પેલા માણસે હવે ઇશ્વરભાટને સ્હમજાવ્યો.

" કેવા છો ? ” રેવતી તરફ ફરી ત્હેણે પ્રશ્ન કર્યો.

" ભાટ છીએ. ” રેવતીએ નીચી નજરે જવાબ આપ્યો.

" ત્યારે તો હવે આજે મ્હારા મ્હેમાન થાઓ. ”

" ત્હમે કોણ છો ? "

" હું પણ ભાટ છું. મ્હારૂં નામ નરસંગભાટ. આ શીમરોળી ગામનો હું અરધો અરધ ભાગીદાર છું. "

નરસંગભાટનું નામ સાભળી રડતા ઇશ્વરભાટે ત્હેની મ્હામે જોયુ. પોતાના આ દુઃખમાં પ્રભુએ કોઇ સહાયક મોકલ્યો છે એ જોઇ એને હિમ્મત આવી.

ઊંજરીમાં સોમચંદ શેઠે રેવતી અને એની માતાને રાખી જવા ઇશ્વરભાટને સ્હમજાવ્યો છતાં આ વખતમાં તો મરવુંય બેઉ અને જીવવુંય બેઉ એ વિચારે કુટુંબ સહિત ઇશ્વરભાટ ઊંજરીથી નીકળ્યો હતો

"ભાઇ ત્હમને આ વખતમાં અમ્હે દુઃખ દઇએ એના કરતા અમ્હે હજુ બે દિવસ ભૂખ ખેચી શકીએ તેમ છીએ. ત્હમે માત્ર અમ્હારા આ ઢોરને, પુળો પુળો નીરણ આપશો તોય બસ થશે " ઇશ્વરભાટે શીમરોળીના ધણી તરફ આશાભરી દ્રષ્ટિએ જોયું.

"ત્હમે અમ્હારે ત્યાં ક્યાંથી હો ? આતો વખતના માર્યા ત્હમે અહિ આવ્યાં છો અને વળી ગીર બંધ થઇ છે તો મ્હારાથી બનતું હુ ત્હમારે માટે અને ત્હમારાં ઢોર માટે કરીશ"

નરસંગભાટ શીમરોળીના ગીરાસદાર ભાટ કુટુંબનો મુખ્ય માણસ હતો. હજી જુવાનીની રેખાઓ તેના ભરાવદાર મુખપર આછી આછી ખીલતી હતી. શીંગિમળીના ભાટ ચુડાસમા રાજપૂતોના જોડીદાર હોય તેવું રાજતેજ તેના અંગે અંગે પ્રકાશતુ,

નરસંગભાટના આગ્રહથી ઇશ્વરભાટ, તેની સ્ત્રી અને તેની પુત્રી રેવતી શીરોમળીમાં આવ્યાં ઇશ્વરભાટના ઢોરને પોતાની વાડીએ ઓયમાં બંધાવ્યા અને પોતાનાં ઢોર સાથે એને પણ પોતાના ગણી નરસંગે નીરણ પુળાની ગોઠવણ કરી આપી.

**નરસંગભાટ**ના ઘરમાં તેની એક વૃદ્ધ માતા તથા તેની સ્ત્રી ગંગા સિવાય બીજું કોઇ ન્હોતું. દુકાળ વર્ષમાં મ્હેમાન તો જમ જેવું લાગતું તેમાંય આ ત્રણ માણસ અને છ. ઢોર. એટલે ગંગાને આ મ્હેમાન ન ગમ્યાં. **નરસંગભાટ**ની વૃદ્ધ માતા મ્હેમાનને જોઈ ખુશી થઇ.

**શી**મરોળીમાં પણ દુકાળને લીધે અનાજ, પાણી તથા નીરણનો ત્રાસ હતો પણ **નરસંગભાટે** આગલે વર્ષ નીરણ તથા અનાજ સંઘરી રાખેલ હોવાથી તેને એ વિષયમાં બહુ વેઠવા જેવું ન્હોતું.

(૬)

"રેવા! હું કંઇ મ્હેં કરેલી મ્હેમાનગીરીનો બદલો માગતો નથી."

"એ તો હું સ્હમજું છું. પણ એ ન બનવા જેવી વાત છે રેવાએ પોતાના કાળોતરા નાગની ફેણસરીખા અંબોડાપર હાથ ફેરવ્યો.

"રેવા! રેવા! ત્હું મ્હને આમ જવાબ આપીશ તો હું: મ્હારો પ્રાણ ત્યાગ કરીશ." યુવાન **નરસંગે** આજીજી કરી.

"**નરસંગ**! ત્હમારા અમારા કુટુંબ પર એવા તો ઉપકાર થયા છે કે ત્હમારી એક પણ માંગણીને પાછી ઠેલવી એ પાપ છે. પણ ત્હમે તો પરણેલા છો."

"રેવા હું ગંગાથી સંતોષ પામ્યો નથી. મ્હારી મા તો મ્હને બીજી પરણાવવા માટે વર્ષોથી તલસે છે. આજે એ પ્રભુએ ત્હને મ્હારે ત્યાં મોકલી છે એટલે જ્યારથી ત્હને **શી**મરોળીને પાદર પહેલ વહેલી ગીરમાં જતી જોઇ ત્યારથી મ્હને થયું કે તું મ્હારે માટેજ જન્મી છો."

"હું શું કહું ત્હમને? ત્હમે શીમેરાગીના ધણી છો ત્હમાં ત્યાં સારા ભાટ કુટુંબની કન્યાઓ જોઇએ તેટલી આવશે. શા માટે મ્હારા જેવી ગરીબને ત્હમે ચાહો છો. મ્હારામાં શું છે ? રૂપ રૂપના અવતાર જેવી અનેક કન્યાઓ ત્હમારે માટે તૈયાર થશે."

"રેવા, રેવા, હું રૂપનો ભુખ્યો નથી. મ્હને તો રેવા જેવી સુશીલ કન્યા જોઇએ છે. ત્હારા આ એક મહિનાના સહવાસથી હું ઘેલો બન્યો છું. ઈશ્વરભાટ ભાગ્યશાળી છે કે આવી પુત્રીના પિતા છે. હવે હુ આવી યુવતિનો પતિ થઇ મ્હને પોતાને ભાગ્યશાળી કરવા ઇચ્છું છું."

આંબાની ડાળે કોયલ ટહુકી. રેવતીએ નરસંગ તરફ ન સ્હમજાય તેવી આંખોએ જોયું. તે હસી અને નીચું જોઇ રહી.

"નરસંગ ! નરસંગ ! હું પણ ત્હને ચાહું છું. પણ તું પરણેલો છે હુ કુંવારી છું. હું પરણીને આવું ને ગંગાને દુઃખ થાય એ હું નથી ઇચ્છતી. ત્હારા સિવાય હું કોઇને નહિ પરણું એ મ્હારૂં વચન છે, પણ તું મ્હને ખરેખર ચાહતો હો તો હું ત્હને આવતે ભવ જરૂર પરણીશ"

"રેવતી ! રેવા ! મ્હને આમ ઘેલો શું કરવા બનાવે છે ? તુ મ્હને આજે ન પરણી શકિત હો તો હું હમણાં ત્હારે માટે મરવા તૈયાર છું રેવા, સાચેસાચું માનજે કે નરસંગના પ્રાણ ત્હારા હાથમાં છે."

"નરસંગ ત્હારો પ્રેમ પવિત્ર છે તુ મ્હને દિલથી વ્હાલો લાગે, છે ત્હારે માટે હું પણ પ્રાણ પાથરૂં. પણ હજુએ ગંગા ઉપર શોકય થઇને આવવાનું મ્હને રૂચતુ નથી. હુ ત્હારા નામે જીવીશ અને ત્હારે નામે મરીશ અને આવતે ભવ જરૂર મળીશ."

ઇશ્વરભાટને શીમરાળીમાં આવ્યે સવા મહિનો થઇ ગયો. નરસંગની દયાથી એનાં ઢોર નભી ગયાં; ભીમ અગીયારસ આવી અને આકાશમાં મેઘ ધનુષ્ય ખેંચાયાં. વાદળાંઓ ચઢી અને વરસાદનાં મંડાણ થયાં. મોરલાઓ ટહુકયા અને ઇશાનની વિજળી ઝબકી ઇશ્વરભાટ હવે પોતાનાં ઢોરને લઇ પાછો જીંજરી તરફ જવા તૈયાર થયો. નરસંગનો ઉપકારનો બદલો એ શી રીતે વાળી શકે ? •

શીમરાળીના ધણીએ એને જે પ્રકારે ઓથ આપી હતી એ અદ્વિતીય હતી. પોતાનાં ચામડાંના જોડા શીવરાવી તેને પહેરાવે તો પણ તેના ઉપકારનો બદલો વળી શકે તેમ નહોતું એમ ઇશ્વર ભાટનું માનવું હતું. આવતી કાલે ઇશ્વરભાટે જીંજરી તરફ જવાની રજા નરસંગ પાસેથી મેળવી લીધી હતી. કાલે રેવતી જશે એ વિચારે પોતાની વાડીયે ઢોરને નીરણ કરવા આવેલી રેવતી સાથે આજે તેણે દિલ ખોલીને વાત કરી.

રેવતી જે દિવસથી શીમરાળીમાં આવી તે દિવસથી નરસંગનું ચિત્ત ચોરાયું હતું. તેની સ્ત્રી ગંગા તરફથી તેને સંતોષ નહોતો. રોજ કજીઆ અને કંકાસના પુરાણ આ ધણી ધણીયાણી વચ્ચે વંચાતાં ચતુર રેવતી એ બધું બે ચાર દિવસ માંજ સમજી ગઇ. રેવતી રોજ ગંગા પાસે બેસી તેને સમજાવતી ધર્મશાસ્ત્રોની વાતો, સતીઓનાં ચરિત્રો અને દંપતી ધર્મના પ્રસંગો તેની સમક્ષ સમજાવતી.

જ્યારે આજે નરસંગે રેવતીને પોતાની કરવાની માંગણી જાહેર કરી ત્યારે રેવતીને ગંગા વિષેજ વિચાર આવ્યો. ગંગાને દુઃખ થાય અને પોતે સુખી થાય એ બની શકે તેવી વાત નહોતી

એટલે જો કે પોતે નરસંગને દિલથી ચાહતી હતી છતાં પરણવાની તો હા પાડી શકીજ નહિ.

"નરસંગભાટ! ત્હમારો હું કેટલો આભાર માનું?" ઇશ્વર ભાટે દિલ ખોલ્યું.

"એમાં શું? પ્રભુએ ત્હમને અહિં મોકલ્યા અને મ્હને મ્હારી ફરજ બજાવવાની તક મળી."

"ભાઇ! આ દુકાળમાં ત્હમે મ્હારા પ્રભુ બન્યા છો. આ મુંગા પ્રાણીઓના આશિર્વાદ લીધા છે તો પ્રભુ ત્હમારૂં કલ્યાણ કરશે."

"મ્હેં કંઇ કર્યું નથી."

"ત્યારે કહો હવે છુંજરી કયારે આવશો?"

"આ રેવતી બોલાવે ત્યારે," રેવતી તરફ જોઈ નરસંગે ટકોર કરી.

ચતુર બાપ નરસંગની નજર પારખી ગયો. ત્હેણે પણ રેવતી સ્હામે જોયું. રેવતીની નીચી ઢળેલી આંખો સાફ સાફ કહેતી હતી કે તે નરસંગ તરફ પ્રેમભાવ ધરાવે છે.

ઇશ્વરભાટ આ સર્વ સ્હમજી શકતો હતો પણ નરસંગ પરણેલો છે એ વિચારે ત્હેણે પોતાનું દિલ વાળી લીધું.

(૪)

"સોમચંદ! તું એ વાત ભુલી જા."

"કેમ?"

"મ્હેં આ દિલ એક માણસને આપી દીધું છે."

"કોને!"

"શીમરોળીના દરબાર નરસંગભાટને."

"ત્યારે હું આટલાં વરસ ત્હારે માટે તપ તપ્યો એનો તો અર્થજ નહિ કેમ ?"

'સોમચંદ તું અને હું મોડા પરણી શકીએ તેમ છીએ ?"

"તેથી શું થયું ?"

"પરણવા વિનાનો પ્રેમ એ કંઇ સાચો પ્રેમ કહેવાય !"

"આસ ત્હારે માટે હું કુંવારો રહીશ અને તું મ્હને પરણવા તૈયાર હો તો ત્હને પરણવા પણ તૈયાર થઇશ. પછી છે કંઇ !"

પોતાના ન્હાનપણના સાથી તરફ રેવતીએ દયાભાવે જોયું.

"સોમચંદ ! મ્હને માફ કર મ્હેં મ્હારૂં દિલ **શી**મરોળીમાં મૂક્યું છે. હું હવે ત્હને કંઇપણ આશા આપી શકિત નથી."

"ક્યાં **શી**મરોળી અને ક્યાં જીંજરી ! રેવા ! એવાં ખોટા દિલ કોઇને અપાય ?"

"સોમચંદ, સોમચંદ બધી વાત રંધાઇ ગઇ છે. હવે તો આ ભવમાં પણ રેવતી **ન**રસંગની છે. આવતે ભવ પણ એ **નર**-સંગની થશે."

"ત્યારે મ્હેં ત્હારા કુટુંબને દુકાળમાં આટ આટલી ઓથ આપી એ નકામી ગઇના ?"

"ત્હેં મ્હારી લાલચે એ ઓથ આપી હતી ?"

"જરૂર."

"ત્યારે એ ઓથ નકામીજ જાય. લાલચને લઇ કરેલી ભલાઇ કોઇ દિવસ ઉગતી નથી. સોમચંદ ! તું બીજું જે કહે તે કરવા હું તૈયાર છું."

સોમચંદને આ જવાબથી સંતોષ થયો નહિ ઇર્ષા, ગુસ્સો અને નિરાશાના વમળમાં સપડાયો હોય તેમ તે નીચે મોઢે પાછો ફર્યો.

આજે રાંધણું છઠ હતી. સાતમ આઠમના તહેવારપર શીમરોળીથી નરસંગભાટ ઉજરી આવે એવું નોતરું ઈશ્વરભાટે શીમરોળી મોકલ્યું હતું. નરસંગભાટે એ નોતરાંનો સ્વીકાર કરેલો હોવાથી આવતી કાલે પોતાનો પ્રિય જુવાન આવશે એ વિચારે રેવતી ઘેલી બની હતી વર્ષોથી પોતાની પછવાડે ભમતા સોમચંદને આજે તેણે રોકડું પરખાવી દઇ દિલનો ભાર ઓછો કર્યો.

શીળી સાતમની સ્હવાર પડી ઉજરીનું લોકજીવન આજે આનન્દના હિલોળે ચડ્યું હતું.

વરસાદ પાણી સારા થયા હતા એટલે સર્વત્ર આજે ઉત્સવ ઉજવાઇ રહ્યા હતા. ઈશ્વરભાટ પણ ગયા દુકાળમાંથી પ્રભુએ બચાવ્યો એ માટે ઇશ્વરના અનેક આભાર માનતો. સ્હાજે નરસંગભાટનું સ્વાગત કરવા અત્યારથી તૈયારી કરી રહ્યો હતો એટલામાં સોમચંદે આવીને ડેલી ઠોકી.

"કેમ સોમચંદ શેઠ અત્યારે ?"

"આ રમારી મ્હારી દુકાને હમણા આવ્યો. એણે મ્હને શીમરોળીના ખબર આપ્યા એટલે હું આવ્યો અને તેડી આવ્યો."

"કયે ગામથી આવો છો ?"

"આવું છું કેવદરેથી. કાલે શીમરોળીથી થોડે દૂર ધારપર ધીંગાણું થયું તેના ખબર આ શેઠ આગળ કહેતો હતો એટલામા એ મ્હને અહિં તેડી લાવ્યો."

"કોનું કોનું ધીંગાણું થયું ?"

"કાદુ બારવટીયો શીમરોળીના નરસંગભાટના ઢોર હાંકી ગયો. નરસંગભાટ તેની પાછળ ગયો અને ચાર બારવટીયાને એણે માર્યા......"

" વાહ ! વાહ ! " ઇશ્વરભાટે પોતાનાં એક વખતનાં તારણ-હારમાં વિજય સાંભળી ખુશી થયો.

" અને છેલ્લે પોતે પણ એ ધીંગાણામાં ધારપર મરાયો."
બીજી પળે ઇશ્વરભાટ આભો થઇ ગયો ને અવાચક જેવો થઇ ગયો.

ઘરમાંથી રેવતી દોડી આવી અને પૂછ્યું: " કોણ મરાયું ? "

" નરસંગભાટ " સોમચંદે રબારીને બદલે વિણ માગ્યો જવાબ આપ્યો.બીજીજ પળે તે બિભાન થઇ પડી.

રેવતીને ઢળી પડેલી જોઇ ઇશ્વરભાટ સાવચેત થયો. હજુ તે પુત્રીને કંઇ કહે તે પહેલાં તો રેવતીનો પ્રાણ ઉડી ગયો !

ઘરમાંથી રેવતીની મા દોડી આવી રબારી અને સોમચંદ પણ ગભરાયા આડોસી પાડોસી પણ એકઠાં થઇ ગયાં. રેવતીનાં મુખપર એક પ્રકારના સંતોષની છાયા સોમચંદે જોઇ રેવતીના મૃત્યુથી તે પોતે કાળો શાહી જેવો થઇ ગયો. આખા ગામમાં આ વાત પવનવેગે ફેલાઇ.

ગામની યુવતિઓ રેવતીના પ્રેમનાં વખાણ કરવા લાગી: 'પ્રેમ હોય તો રેવતીના જેવો હોવો જોઇએ કે જે પોતાના પ્રેમીનું મૃત્યુ સાંભળતાં એક ક્ષણ પણ જીવી ન શકે.'

ગામને પાદર સ્મશાનમાં રેવતીની ચેહ બળતી હતી. એની સળગતી ચેહમાં પ્રેમીના પ્રકાશની ચીન ગારીઓ ઉડતી હતી.

સૂર્યનારાયણ અસ્ત થવાની તૈયારીમાં છે. સંધ્યાના અને બળતી ચેહના રંગો એક સરખા દેખાતા હતા એ વખતે ધનગન ધનગન કરતી ઘોડલી પર બેઠેલો એક યુવાન ત્યાંથી પસાર થયો. સળગતી ચેહ જોઇ તેની ઘોડી થંભી. પાસેથી પસાર થતા એક ખેડુતને સ્વારે પૂછ્યું.

" કોણ મરી ગયું ?"

" એ તો ઈશ્વરભાટની રેવતી. સવારે તો હસતી રમતી હતી પણ શીમરોળીનો નરસંગભાટ પીંગાણામાં મરાયો છે એ ખબર પડતાં એનો પ્રાણ ઉડી ગયો ! " એકુતે ખુલાસો કર્યો.

બીજી પળે યુવાન ઘોડી પરથી ઉતરી ગયો. અને ઘોડી છુટી મૂકી બળતી ચેહ તરફ દોડયો.

" આવું છું, આવું છું, રેવતી આવું છું; એકલી કયાં જાઓ ? " દિવાના માણસની માફક દોડી હેણે સળગતી ચેહમાં કૂદકો માર્યો.

" અરે કોણ ? કોણ ? નરસંગભાટ.........એમ ઈશ્વરભાટ બોલે છે ત્યાં તો એ ચેહમાં જઈ પડયો.

બીજી પળે ચાર જુવાનોએ નરસંગભાટને ચેહ બહાર ખેંચી કાઢયો પણ શરીરના પ્રાણ પણ પહેલીજ તકે ચાલી ગયા હતા.

સહુએ અશ્રુભીની આંખોએ નરસંગભાટના શરીરને પણ ત્યાંજ બાળ્યું.



સોમચંદે જીંદગીભર આ પ્રેમીયુગલના મૃત્યુ માટે પોતાને પાપી ગણ્યો. જીંજરીની સ્ત્રીઓએ એ પ્રેમી યુગલની વાત લોકગીતમાં વર્ષો સુધી ગાઈ.

ઝાંખા જીંજરી ત્હારાં ઝાડવાંરે,
*ઝાંખી શીમરોળીની સીમ;*
વનમાં બોલે રાજ કોયલડી.



આજે જીંજરીની પરવાડે ઉભેલા તાડનાં વૃક્ષો દૂર દૂરથી એ પ્રેમી યુગલની યાદ તાજી કરાવે છે.

# રૈયો રબારી.

ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. શ્રાવણના સરવરીયાં ઘડીક આવે ને ઘડીક જાય. રૈયો ધરની ઉનનો ધાબળો ઓઢી ધારાની વચમાં જાડી ડાંગ ટેકવી લાંબે સાદે સરણુ લલકારી રહ્યો હતો.

દૂર દૂર રબારીના નેસડાઓમાંથી દુહાના સાદ ઘડી ઘડી સંભળાતા ને બંધ થતા.

રાત વધી તેમ વરસાદ પણ વધ્યો. રૈયાનાં ચારાં એક ઝાડની ઓથે એકઠાં થઇ ઉભાં. રૈયાની આંખમાં ઉંઘ ભરાઇ. તેણે ચારાંઓને ડચકારી ધોળીવાવની દિશા તરફ દોર્યાં. નરમ સ્વભાવનાં ચારાં ડચકારાની ભાષા સમજી જઇ તેની પછવાડે ચાલ્યાં.

એક બાજુ મોરવાડ, બીજી બાજુ કુમળી, ત્રીજી બાજુ કુકસવાડા અને બરાબર મધ્યમાં ધોળીવાવ આવેલ છે. રૈયો ચારાં સહિત અહિં આવ્યો. વિજળીના ચમકારામાં વાવને કાંઠે પડેલા ત્રણ બેલા તેણે શોધી કાઢયાં. ત્રણે બેલાંને સરખે અંતરે મૂક્યાં.

પગથિયાંમાં ઠાંગ ટેકવી ઉપર ધાબળો નાખ્યો. ધાબળાના ત્રણે છેડાપર ન્હાના ન્હાના પત્થરાઓ ગોઠવી દૈયો ન્હાનો સરખો તંબુ બનાવી બેસાંપર સુતો. તેની નીચેથી ત્રણે બેસાં વચ્ચે પાણી ચાલ્યું જાય. ધાબળાપરથી પાણી ચાલ્યું જાય, આમ દૈયાએ થોડો વખત ઉંઘ ખેંચી કાઢી.

મધરાત વીતી ગઇ હતી. વરસાદ પણ સહેજ ધીમો પડયો હતો. દૈયાની ઉંઘ પૂરી થઇ. હેણે ડાંગથી ધાબળો ઉંચો કર્યો અને તે બેઠો થયો તેટલામાં ઘોળીવાવમાં ધબાકો સંભળાયો. દૈયો આ ધબાકાથી ચોંકયો. કોઇએ ઉપરથી વાવમાં પત્થરો નાખ્યો હોય એવી પ્રથમ હેણે કલ્પના કરી. તે ઉભો થયો. સઘળી હિમ્મત છાતી મૂકી એકઠી કરી તે વાવને કાંઠે ગયો. આ હિમ્મતવાન પુરૂષ અત્યારે ઘોળીવાવમાં અંદર જોતાં મુંઝાયો. એ વધુ વિચાર કરે તે પહેલાં તો વાવમાંથી કંઇ અવાજ સંભળાયો.

ઘોળીવાવ માટે આ પ્રદેશમાં અનેક પ્રકારે વાતો થતી. રાતનાં તો એ વાવ બહુ ભયંકર લાગતી એટલે ભાગ્યેજ કોઇ માણસ ત્યાં ફરકતું. ભૂત–પ્રેત વિષેની વાતો પણ ઘોળીવાવ માટે થતી. દૈયો અંદર થતા અવાજથી ચોંકયો. કોઇ બે માણસ વાતો કરતાં હોય એવો ગણગણાટ સંભળાયો. વાવની અંદર જવાને દૈયાની છાતી ચાલી નહિ. પોતે હતો હિમ્મતવાન પણ એ સાહસ ખેડવા એની બુદ્ધિએ ના કહી.

થોડી વાર તે વિચારમાં બહાર ઉભો રહ્યો. ત્યારાં તેના ધણી તરફ જોઇ રહ્યાં હતાં.

હેને બીજી પળે એક વિચાર આવ્યો. ગીરમાં કાદુડો આ વખતે બહારવટે હતો. કદાચ એમાંનું કોઇ આ વાવમાં અત્યારે

સંતાઇ રહ્યું હશે. આમ વિચારી કર્યા પછી ત્હેણે વાવમાં ન ઉતરવાનો નિશ્ચય કર્યો. જે હશે તે થોડી વારમાં જણાશે એમ ધારી તે ડાંગને ટેકો દઇ ત્યાં ને ત્યાં ઉભો રહ્યો.

વરસાદ હવે રહી ગયો હતો. ધોબીવાવમાંથી પાછો અવાજ આવતો બંધ પડી ગયો હતો. રૈયો હવે મુંઝાયો. કંઇ ચરીતર હશે—લોકો કહે છે કે ધોબીવાવમાં ચમત્કાર થાય છે તો તેમાંનું કંઇક હશે. એ વિચારો ફરી તેના મગજમાં ઘેરાયા.

ત્હેનાથી હવે મુંગું રહેવાયું નહિ. એક દુહો ત્હેણે લલકાર્યો.

તારાં, તરણાં, બોરતીયાં,
સરવર લ્હેરાં ચાર;
દિલ સાજણીયા સાંભરે,
દીમાં એતી વાર.

દુહો સાંભળી વાવમાં કોઈ ખડખડાટ હસી પડયું.

એટલામાં વાવમાંથી સ્પષ્ટ અવાજ સંભળાયો.

" મારો, લાગે છે તો કોઇ ઘાયલ !"

(૨)

થોડી વાર પછી વાવમાંથી બુકાની બાંધેલા બે પુરૂષો નીકળ્યા. રૈયો જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો.

" એલા અત્યારે દુહા કોણ ગાતું હતું—તુંજ કે !

" હા. કેમ ? ત્હમે કોણ છો ?"

" અમ્હે જે છીએ તે છીએ. પણ આવા ઘાયલ જેવા દુહા ગાનારો તું માત્ર દુહાજ ગાઇ કે કોઇ સાજણ શોધી કાઢી છે ?"

" ઇ ત્હમારે શા માટે પૂછવું જોઇએ ?"

" રબારી છો ? "

" હા રબારી છું. કેમ ? "

" ત્યારે તું આવા દુહા ગાજ એનો કંઇ અર્થ નથી. આવા દુહા ગાનારે તો મલીને મેળવવી જોઇએ. "

" મલી કોણ ? "

" મ્હારો રબારો તે રબારોજ લાગે છે. મલી કોણ છે ઇ ખબર નથી ? "

" મોં સંભાળી બોલ નહિ તો હતો ન હતો થઇ જઇશ. "

- ઈંયાથી અપમાનદર્શક શબ્દો સહન ન થયા.

" ઓહો ! લાગે છે તો કોઇ પાણીયારીનો દિકરો. " પેલા બેમાંના એકે કટાક્ષ કર્યો.

" તું માટીવાળીનો દીકરો હો તો ઘે કર ઘા ! " ઈંયાની જુવાની ઉછળી.

બંને બુકાની બાંધેલા પુરૂષો હસી પડયા.

" તારા પર ઘા કરવો હોત તો આટલી વાત પણ કોણ કરત. અમ્હે તો ત્હારા દુહાપર ખુશી થયા છીએ અને ત્હારા જેવો લ્હેરખડો જુવાન મલીને પોતાની કરે એ જોવા આતુર છીએ. "

" ઓ-હો-એ મલી એવી તે કોણ છે ! "

" હજુ હજુ એનું નામ નથી સાંભળ્યું ? એ તો આખી ગીરની રાણી છે. ગીરના સાવજ અને ગીરના દીપડાને એ રમાડનારી મલી તે મલીજ છે. જે રબારીએ ભગવાનને પૂજયો હશે તેના ઘરમાં એ મલી બેસશે. "

" તહ્મે એને જોઇ છે ! "

" અમ્હે તો એના હાથના રોટલા પણ ખાધા છે. અમ્હારા નાયકનો નિયમ છે કે કોઇપણ રબારણુપર હાથ નાખવો નહિ

અને નજર સરીખી પણ કરવી નહિ—નહિ તો એ મલીને ક્યારની અમ્હે અમ્હારી કરી હોત "

" ત્હમારો નાયક કોણ-ત્હમે કોણ ? "

" ઇ ત્હારે પૂછવુંજ નહિ. ત્હારે રોટલા સાથે કામ છે કે ટપાકા સાથે ? "

" એનું રહેઠાણ ક્યાં આવ્યું? " રૈયાએ હવે મલી વિષે રસ લીધો.

" એનું રહેઠાણ ત્હને અમ્હે બતાવીએ પણ ત્હારામાં પાણી છે ? "

" પારખું કરવું હોય તો થઇ જાઓ તૈયાર ત્હમે બે અને હું એક. " રૈયાએ રોકડું પરખાવ્યું.

" ત્હને ખબર છે ! અમ્હે કાચા માંસના ખાનારા છીએ ત્હને તો ધારીએ તો ચાંચડની માફક ચોળી નાખીએ. "

રૈયો જોરથી હસ્યો.

" ત્હમને ખબર છે ? હું કાચા દુધનો પીનારો છું. આવી જાઓ આજ તો આપણે જોઇએ કે કોણ ચડે છે. કાચું માંસ કે કાચું દુધ ? "

" હવે એ નાહકની મમત રહેવા દે. તું મલીને મહિના દિવસમાં પરણીને આવ અને આ વાવને કાંઠે અમને પાછો મળજે. જો મલીને ત્હેં ત્હારી કરી હશે તો ત્હારૂં કાચું દુધ ખરૂં; તું માટી ખરો. નહિ તો માત્ર જીભનીજ વાતો ! "

"મલીને પરણી લાવવી એમાં શું મોટી વાત છે ! "

" એ તો ગગા ત્યાં જતો ખબર પડે "

" લ્યો સ્હવારેજ આ ચારાંને પરભેગાં કરી હું જઇશ. એ અથી ક્યાં રહે છે ? "

"સામણુથી આથમણી કોર એનો નેસડો છે. તું જાઇશ એટલે ત્હારાપર મોહીને એલી ત્હારી થાય એવી નથી."

"એટલે?"

"એણે તો નીમ લીધું છે કે જે રબારી દીપડાને જીવતો પકડી આવે એની એ ધરવાળી થાય ત્હારું કાચું દુધ હવે શું કરે છે તેની એ પરીક્ષા છે."

(૩)

ગીરની ભેંસો એટલે સાવજને શીંગડે ચડાવે. મલીનો બાપ પુંજો ચાલીસ ભેંસનો માલિક હતો. મલી રોજ ભેંસો ચારતી અને ગીરના જંગલોમાં વનરાણી સરીખી મહાલતી.

સ્યામ બરન અમૃત ઝરન,
પેટ ભરન જન જાય;
તરન ચરનકી પદ્મણી,
ભેજ દીયો રઘુરાય.

કાળા રંગની પણ અમૃત દેનારી, ગરીબનું પેટ ભરનારી, ઘાસ ખાનારી છતાં પદ્મણી સરીખી ભેંસો પ્રભુએ પુંજાને આપી હતી. પુંજો રબારી સામણુના પ્રદેશમાં પ્રખ્યાત હતો.

"ભગરી! ભગરી!" મલીએ પડકારો કર્યો.

સાંજ પડવા આવી; ભેંસો એક ટોળે પોતાના નેસડાણુ તરફ મદમસ્ત પદ્મણી, ચાલતી હોય તેમ ચાલતી હતી. સાથે મલી પોતાની લાકડીનો છેડો જમીનપર ઠેકતી ધીમી ચાલે ચાલતી હતી. ચાલતાં ચાલતાં મલીએ ઝાડી-માંથી એક, દીપડો નીકળતો જોયો. ભેંસો ટોળામાં હોય ત્યારે દીપડો હુમલો કરવની હિમ્મત કરતો નથી, પણ જો એકાદ



ચિત્રકાર ] **રૈયો રબારી.** [ શ્રી હરિલાલ ત્રીવે

"રૈયો એ દીપડાને પુંજાના નેસડા સુધી ઢસડી ગયો"

છૂટી પડી જાય તોજ એ હિંમક પ્રાણી હુમલો કરે મનીને તો દીપડા સાથે ખેલવું એ એક પ્રકારની રમત હતી એટલે જેવો દીપડો જોયો કે તુરત ભેસોની રાણી સરીખી ભગરી ભેસને હેરે પડકારી.

મનીનો પડકારો ભેસ સ્હમજી ગઇ અને તુરત ટોળામાથી નીકળી દીપડાની દિશામા એણે ઝુકાવ્યુ

દીપડો પણ ભગરીને રહામે આવતી જોઇ સ્હામો થયો અને છલાગ મારી ભગરીના માથા ઉપર થાપો માર્યો. એ થાપો લાગે ન લાગે તેટલામા તો ભેસના અણીયાળા શીગડાઓ અને જોરભરી ઢીકથી દીપડો ચત્તો પાટ પડાયો ભેસે તુરત એના પેટમા શીગ ભરાવી એને જમીન સાથે ધમડ્યો

"હા, ભગરી, હા ભગરી હા, હા," મનીએ જગબને બૂમ મારી ગજાવી મૂક્યુ

મનીની એ બૂમથી જુસ્સામા આવેલી ભેસે દીપડાના પેટ પર પગ મૂકી મની સ્હામે જોતી ઉભી

"જાવાદે, જાવાદે ઇ કુતરાને જાવાદે" મનીએ પાસે આવી ભેસને સ્હમજાવી

તુરત શીગડા દીપડા સ્હામે તૈયાર રાખી ભેસ ત્યાથી ખમી ગઇ

"ભાગ, કુતરા, ભાગ" મનીએ દીપડાને પડકાર્યો

દીપડો બીજીપળે કુદીને—ભાગ્યો અને ઝાડીમા ભરાયો

મનીએ ભગરીને મોઢે હાથ ફેરવ્યો એનુ માથુ પોતાની છાતીમા લઇ બે ચાર ચુમન લીધા

આજ રૈયો પુંજાને ત્યાં મહેમાન હતો. ગીરનો પ્રદેશ એટલે રસકસ તો ખૂબ. તેમાંય વળી રબારીની મહેમાની એટલે ઘીની ને દૂધની છોળો ઊડે રૈયો દેખાવે રૂપાળો હતો એના ચ્હેરાપર યુવાનીની તેજરેખાઓ સ્પષ્ટ દેખાતી હતી મણીએ આ મહેમાનને ધારી ધારીને જોયો પુંજો પણ રૈયાને જોઈ ખુશી થયો. પોતાની દિકરી મણી હવે ઉમ્મર લાયક થઈ હતી એટલે એ પણ મણી માટે સારા વરની શોધમાં હતો પુંજાએ રૈયાને આગ્રહ કરીને બે ચાર દિવસ ગીરમાં રહેવા કહ્યું

પેલા બે બુઢ્ઢાની જાતના પુરૂષોએ મણી માટે રૈયાને જે કહ્યું હતું તે રૈયાને મણી જોતાં ખરૂં લાગ્યું. મણી જ્યાં પુંજાના જંગલોમાં ભેંસો ચારવા જતી હોય અને આમના લઈ જતી એટલે ભેંસો ચરતી હોય ત્યારે તે હમેશ ભરત ભરતી

જ્યારથી રૈયો આવ્યો ત્યારથી મણી એનાજ વિચાર કરતી થઈ ગઈ મણીએ રબારી તો ઘણાય જોયા હતા પણ રૈયો તે રૈયો

રૈયો આજે મણીની પાછળ પાછળ ચાલ્યો

"રૈયા ! ચોરવાડના પાન તો બહુ વખણાય છે" મણીએ રૈયા સાથે વાત કરવાની તક શોધી

"એ પાન ખાવા મણી ક્યારે આવશે ?"

"રૈયા ! મણીના મૂલ મોંઘા છે મણી એટલે શું એની ત્હને ખબર છે ?"

"મણીના મૂલ ચુકવવા એ રૈયાને તો રમત વાત છે સમજી મણી ?"

"તો મૂલ ચુકવનારના રોટલા મણી જરૂર ઘડશે"

બન્નેએ નિર્દોષતા અને સાચા દિલની પ્રતીતિ આપનારી વાતો બહુ

સરળતાથી કરી.

"મલી! ત્હારૂં મૂલ ચુકવવા આ પ્રાણ પણ પાથરવા પડે તો રૈયો પાથરશે." રૈયાએ મલીને ખાત્રી આપી.

"રૈયા! દીપડાને જીવતો પકડી મ્હારી પાસે લઇ આવનારને હું મ્હારો ધણી ગણીશ એવો મ્હારો નિયમ છે અને............

મલી પોતાનું બોલવું પુરૂં કરે તેટલામાંતો છેટે એક સાવજની ત્રાડ પડી.

"દીપડો તો શું પણ સાવજને પણ કાન ઝાલીને પકડી આણું તો?" રૈયાએ હસતાં હસતાં કહ્યું.

સ્હાંજ પડી, મલીએ આખો દિવસ રૈયાના વિચારો કર્યા.

સ્હેજ સ્હેજ મોં સુજણું રહ્યું એટલે રૈયો પુંજાના નેસડામાંથી ચુપચુપ બહાર નીકળી પડયો. થોડે છેટે ગયો ત્યાં એક દીપડો ગાડાવટની વચ્ચે ઉભેલો દેખાયો

દીપડાએ રૈયા સ્હામે જોયું પણ નહિ. રૈયાની ભરાવદાર ભુજાઓ ઉછળી. હેણે દીપડાની ડાંગથી છેડ કરી. દીપડાએ બીજી પળે ટટાર થઇ છલાંગ મારવાની તૈયારી કરી એટલામાં તો રૈયાની કડીઆળી ડાંગ એના કપાળમાં ચોંટી

ડાગના ઘાથી દીપડો પડયો. બીજીજ પળે રૈયાએ છલાંગ મારી દીપડાની પીઠ દબાવી. પીઠપર આડા પડી દીપડાનો એક કાન મોઢામાં લીધો અને બીજા કાનને હાથથી મજબુત પકડયો. દીપડાએ છટકવા માટે ખૂબ જોર માર્યું પણ રૈયાનું બળ અત્યારે આ હિંસક પ્રાણીથી વધી ગયું. બીજા હાથે પોતાના માથાપરના ફાળીયાને વાઘના ઉઘાડા ડાચામાં ટૈયે નાખી દીધું અને પછી ખેચીને એ ફાળીયાની ગાંઠ દીપડાના ગળામાં વાળી દીધી. દીપડો ઓટુ

ફફડાવીને જોર મારતો હતો. એટલામાં તો રૈયાએ ફાળીયાનો છેડો દીપડાના આગલા પગો આગળ સેરવી પોતાનો પગ ભેરવી ત્યાં ગાંઠ મારી દીધી. આવી રીતે ક્રમે ક્રમે યુકિતથી રૈયાએ દીપડાને સીકલી લીધો.

દીપડો બરાબર સીંકલાયા પછી તેનો મોઢામાં પકડેલો કાન રૈયાએ છોડયો ત્યારે એના મોઢામાંથી લોહીની ધાર થઇ.

રૈયાના શરીરે ઉઝરડા પણ ઘણા પડયા હતા. અવીને એવી હાલતમાં રૈયો એ દીપડાને પુંજાના નેમડા સુધી ઢસડી ગયો.

પુંજો તો રૈયાના શરીરબળપરજ ખુશ થયો; તે બોલી ઉઠયો.

" મલી ! લે ઘરબેઠાં ત્હારૂં નીમ ભગવાને પુરૂં કર્યું. "

મલીને રૈયાનાં લગ્ન થઇ ગયાં. આજે રાતે ધોળીવાવને કાંઠે રૈયો પાછો પોતાના ચારાં સાથે આવ્યો. પેલા બુકાનીવાળા જુવાનોને મળ્યાને આજે મહિનો થવા આવ્યો હતો.

રૈયાએ આવીને ધોળીવાવમાં જોયુ તો કોઇ નહોતું રૈયો વાવની પાળને અઢેલીને સુતો.

મધરાતે એને કોઇએ આવીને ઉઠાડયો.

" કાં રબારી ! તેં તો ભારી કરી છે ? "

મહિના પહેલાં મળેલા પેલા બે જણને રૈયાએ પાછા જોયા

રૈયો ઉભો થયો ને બોલ્યો:

" કેમ કાચા દુધનો પીનારો શું કરી શકે તેની હવે ખાત્રી થઇ ? "

" જરૂર રૈયા ત્હારા જેવો અમ્હારી સાથે હોય તો અમ્હારૂં બ્હારવટું કાલે સફળ થઇ જાય. " બોલતાં બોલતાં પેલાથી બોલાઇ જવાયું.

'હમે બારવટી . .. .' રૈયો પુરૂ કરે તે પહેલા એ બને ત્યાથી પનાયન થઇ ગયા રેવાની ઇચ્છા થઇ કે એની પુઠ પકડી પણ એ એને નિરર્થક લાગ્યુ એટલે એ તો ચારાઓને એકઠા કરી સરજુ ગાતો ગાતો ખાવે લાકડી નાખી રાત્રિની શાન્તિમા આગળ વધ્યો

રયો અને મનીને પેટ જે સતાનો થયા તે વર્ષો સુધી દીપડીયા રબારી તરીકે ગીરમા ગણાયા



ફફડાવીને જોર મારતો હતો અટલામા તો રૈયાએ ફાળીવાનો છેડો દીપડાના આગના પગો આગળ ભેરની પોતાનો પગ ભેરવી ત્યા ગાર મારી દીધી. આવી રીતે ક્રમે ક્રમે યુક્તિથી રૈયાએ દીપડાને સીકની લીધો

દીપડો બરાબર સીકનાયા પછી તેનો મોઢામા પકડેલો કાન રૈયાએ છોડયો ત્યારે એના મોઢામાથી લોહીની ધાર થઇ

રૈયાના શરીરે ઉઝરડા પણ ઘણા પડયા હતા અગીને એવી હાલતમા રૈયો એ દીપડાને પુન્જાના નેમડા સુધી ઢસડી ગયો

પુન્જો તો રૈયાના શરીરબળપરજ ખુશ થયો તે બોલી ઉઠયો

અની ! લે ઘરબેઠા ત્હારૂ નીમ ભગવાને પુરૂ કર્યુ '

મનીને રૈયાનાં લગ્ન થઇ ગયા આજે રાતે ઘોળીવાવને કાઠે રૈયો પાછો પોતાના ચાગ સાથે આવ્યો પેના જુગનીવાળા જુવાનોને મળ્યાને આજે મહિનો થવા આવ્યો હતો

રૈયાએ આવીને ઘોળીવાવમા જોયુ તો કોઇ નહોતુ રૈયો વાવની પાળને અઢેલીને સુતો

મધરાતે એને કોઇએ આવીને ઉઠાડયો

' કા રબારી ! ત્હે તો ભારી કરી છે ? "

મહિના પહેલા મળેના પેલા બે જણને રૈયાએ પાછા જોયા રૈયો ઉભો થયો ને બોલ્યો

" કેમ કાચા દુધનો પીનારો શુ કરી શકે તેની હવે ખાત્રી થઇ ? "

' જરૂર રૈયા ત્હારા જેવો અમ્હારી સાથે હોય તો અમ્હારૂં બ્હારવટુ કાલે સફળ થઇ જાય. " બોલતા બોલતા પેનાથી બોલાઇ જવાયુ

ખીમાણંદ લ્હેરખડો જુવાન છે અને મીણી લ્હેરખડી છે. આ જોડું જોઇ મીતડીના લોકોની આંખો ઠરતી.

ખીમાણંદની ગામમાં સુવાસ પણ સારી હતી. એનું શરીર, એની તંદુરસ્તી અને એનું રૂપ જેટલાં વખણાતાં એટલુંજ એનું દિલ પણ વખણાતું. સોરઠના રૂપાળા પુરુષોમાં ખીમાણંદનું પ્રથમ સ્થાન હતું. એ ભરાવદાર ચ્હેરો, એ મરોડદાર વાંકડી મૂછ, એ મ્હોટી વીરતેજ ભરી આંખો, એ ગોરવર્ણ અને એ સર્વાંગ ભવ્ય લાગતું મુખડું મીતડીના યુવાનોની શોભા વધારતું હતું. દુહા બોલવામાં, ડાંડીયારાસ લેવામાં, બથગબરડી રમવામાં અને સર્વ બાબતોમાં ખીમાણંદ પહેલો આવતો. એનાં કડીયાંની કસે કસે કલા ઝુલતી, એની આંટીયાળી પાઘડીને વળે વળે રસિકતા નીતરતી. કોઇને રસિકતા જોવી હોય, કોઇને શૌર્યભરી મર્દાનગી નીરખવી હોય, કોઇને ખાનદાની ભર્યું દિલ જોવું હોય તો એ સર્વને માટે લોકો ખીમાણંદ તરફ આંગળી ચીંધતા.

ખીમાણંદે માધવપુરના મેળામાં જવાની તૈયારી કરી. કાબરા બળદની જોડ, ઉપર ઃઆભલાં ભરેલી ઝુલો અને બળદની ડોકે ઘમકતી ઘૂઘરમાળ એ સર્વ સાધનો મેળા માટે એણે ખાસ રાખ્યાં હતાં. ખીમાણંદ દર વર્ષે મેળે જતો પણ આ વર્ષે તો એના દિલમાં આનંદના ફુવારા ઉડતા હતા. આ વખતે એ સજોડે મેળાની મોજ ચાખવાનો છે. માધવરાયનાં દર્શન કરી પાવન થવાનો છે.

મંડેરના પ્રખ્યાત આહિર વેજાણંદની પુત્રી મીણીનાં રૂપ પણ આખાય સોરઠમાં વખણાતાં. કવિઓ અને કાચની પુતળીની ઉપમા આપતા કહેતા કે આહિરાણી એટલેજ રૂપરૂપનો અવતાર.

# ખીમાણંદ.

ચૈત્ર મહિનો બેસતાંજ **મીતડી**માં માધવપુરના મેળા માટે તૈયારીઓ થવા માંડી.

" કાં આણુ મેળે આવવું છે ના ? " એમ સહુ કોઇ એક બીજાને પ્રશ્નો પૂછતાં. **મીતડી**ને પાણી શેરડે ત્રાંબા પિત્તળની હેલ લઇને જતી આવતી મદમાતી સુન્દરીઓ મેળામાં જવાનીજ વાતો આજે કરતી હતી. ખેડુતો હળ હાંકતાં હાંકતાં આણુ મેળો ઠીક થશે, વરસ સારૂં છે એટલે લોકોના હૈયામાં હરખ છે એમ અરસપરસમાં મેળા માટેની ચર્ચા કરતા હતા.

ન્હાનાં ન્હાનાં છોકરાંઓ માધવપુરનાં મેળામાં જવાને માટે દિવસોથી વાટ જોઇ રહ્યાં હતાં. આખુંય **મીતડી** માધવપુરના મેળા માટે ઘેલુ બન્યું હતું.

**મીતડી**નો આહીર **ખીમાણંદ** હમણાંજ પરણીને આવ્યો હતો. હજુ હાથે મીંઢોળ બાંધ્યા હતા. કડીયામાં કેસરનાં છાંટણા તાજાં હતાં. એ પણ પોતાની નવ વધુ **મીણી**ને મેળે લઇ જવાને થનથની રહ્યો હતો. **મીતડી**ના લોકો વાતો કરતા કે

ખીમાણંદ લહેરખડો જુવાન છે અને મીણી લહેરખડી છે. આ જોડું જોઇ મીતડીના લોકોની આંખો ઠરતી.

ખીમાણંદની ગામમાં સુવાસ પણ સારી હતી. એનું શરીર, એની તંદુરસ્તી અને એનું રૂપ જેટલાં વખણાતાં એટલુંજ એનું દિલ પણ વખણાતું. સોરઠના રૂપાળા પુરૂષોમાં ખીમાણંદનું પ્રથમ સ્થાન હતું. એ ભરાવદાર ચ્હેરો, એ મરોડદાર વાંકડી મૂછ, એ મ્હોટી વીરતેજ ભરી આંખો, એ ગોરવર્ણ અને એ સર્વાંગ ભવ્ય લાગતું મુખડું મીતડીના યુવાનોની શોભા વધારતું હતું. દુહા બોલવામાં, ડાંડીયારાસ લેવામાં, બથ્થમબથ્થી રમવામાં અને સર્વ બાબતોમાં ખીમાણંદ પહેલો આવતો. એનાં કડીયાંની કસે કસે કલા ઝુલતી, એની આંટીયાળી પાઘડીને વળે વળે રસિકતા નીતરતી. કોઇને રસિકતા જોવી હોય, કોઇને શૌર્યભરી મર્દાનગી નીરખવી હોય, કોઇને ખાનદાની ભર્યું દિલ જોવું હોય તો એ સર્વને માટે લોકો ખીમાણંદ તરફ આંગળી ચીંધતા.

ખીમાણંદે માધવપુરના મેળામાં જવાની તૈયારી કરી. કાબરા બળદની જોડ, ઉપર આભલાં ભરેલી ઝુલો અને બળદની ડોકે ધમકતી ઘૂઘરમાળ એ સર્વ સાધનો મેળા માટે એણે ખાસ રાખ્યાં હતાં. ખીમાણંદ દર વર્ષે મેળે જતો પણ આ વર્ષે તો એના દિલમાં આનંદના ફુવારા ઉડતા હતા. આ વખતે એ સજોડે મેળાની મોજ ચાખવાનો છે. માધવરાયનાં દર્શન કરી પાવન થવાનો છે.

મઉેરના પ્રખ્યાત આહિર વેજાણંદની પુત્રી મીણીનાં રૂપ પણ આખાય સોરઠમાં વખણાતાં. કવિઓ એને કાચની પુતળીની ઉપમા આપતા કહેતા કે આહિરાણી એટલેજ રૂપરૂપનો અવતાર.

ભેંસના કઢીયલાં દુધ પીનારી ભીણી બાપને ઘેર સુખી હતી તેમ ધણીને ઘેર પણ સુખમાં આવી.

હજુ પતિ પત્ની પરણીને આવ્યે બે રાત વીતી નથી એટલામાં તો મેળે જવાની તૈયારી થઇ. પોર મેળામાં ભીણીએ ભીમાણંદને ડાંડીયારાસ લેતા જોયો હતો ત્યારથીજ એનું દિલ એ જુવાન આહિરે છીનું હતું. આણુ મેળામાં એજ ભીમાણંદ સાથે જવામાં એને પણ હુલ્લાસ હતો. મેળા માટે ભીતડીમાં ઘેર ઘેર લુગડાંની અને ભાતાની તૈયારી થઈ રહી હતી.

(૨)

માધવપરનો મેળો એટલે આખાય કાઠીયાવાડનો મોટામાં મોટો મેળો. ચૈત્ર મહિનો આવે કે તુરત મેળામાં જવા માટે સોરઠનાં તો ગામડાંઓનાં ગામડાંઓ તૈયાર થઈ જાય. રામનવમી આવે તેટલામાં તો માધવપરને પાદર જાણે સ્વર્ગ ઉતર્યું હોય તેના આનંદ અને હુલ્લાસનાં દર્શન થાય. મેરાણીઓ, રબારણો, આહિરાણીઓ, કણબણો, કોળણોના રાસ અને ગીતોની રમઝટ, અને મેર, આહિર, રબારી, વિગેરે કોમોની શૌર્યભરી રમતો આ મેળાનાં ખાસ આકર્ષણ છે. ઉંમથી મહેલી તંદુરસ્ત અને સૌંદર્ય તથા લાવણ્યના અવતાર રૂપ મેરાણીઓ અને આહિરાણીઓ વિના આ મેળો શોભેજ નહિ.

કોટે કરેસરી હેમની,
કાંબી કડલાં જોડ;
ઠેસે હણકારો કરે,
મલપતિ ચાલ મરોડ.

હાથણીઓ ઘુમતી હોય તેમ આ સોરઠની સુન્દરીઓ માધવપરના મેળાને શોભાવતી.

ગામપરગામથી રોજ હજારોની સંખ્યામાં લોકો આવતાં. માધવપરના પાદરમાં ગાડાં છોડી ગાડામાંજ ચાર દિવસ માટે નિવાસ સ્થાન કરતાં. માધવપુરનું પાદર અને એ પાદરમાં આવેલું વન રમણીય છે પણ મેળા વખતે તો એ સ્થળ અજબ મોહક બને છે. માધવપુરની એક દિશામાં રત્નાકર સાગર ઉછળી રહ્યો છે અને મેળામાં બીજી દિશામાં માનવ સાગર હેલે ચડે છે. કડછ, મંડેર, મીતડી, શીલ, શરમું, ઓસું, ભૈયારી, ગરેજ, બાલાગાળ, પંચાળા, ચંદવાણા, અખોદર, બામણાસા, કુવલકા, મોડદર વિગેરે સ્થળોનાં લોકો તો આ મેળામાં સહુથી પહેલાં આવે છે.

ઘુંઘરમાળ ધમકાવતા ડાબરા બળદનું ગાડું માધવપરના પાદરમાં આવ્યું. ગાડામાં બેસેલ ખીમાણંદ અને મીણીનાં જોડાંને જોઇ ગામગામના એકઠા થયેલા જુવાનોની આંખો ચમકી. વિજળીનો ઝબકારો થાય એમ જનસમુહમાં મીણીનાં રૂપના ઝબકારા થયા. ખીમાણંદ અને મીણીએ હજુ લગ્નનાંજ વસ્ત્રો સજેલાં હતાં. એટલે આ નવું પરણેલું જોડું સર્વેએ કંઇ અનેરા ભાવથી જોયું. મીતડીના આહિરોનાં ગાડાં વચ્ચે ખીમાણંદનું ગાડું છૂટયું.

"રામ, રામ."—'રામ, રામ' કહેતા કડછ અને મંડેરનાં યુવાનો પોતાના મિત્ર ખીમાણંદને મળવા ટોળે મળ્યા. મીણી નીચે નયને પતિની લોકપ્રિયતા અનુભવી રહી હતી. થોડીવારમાં તો મળેલા યુવાનોની રસમસ્તીના રસસાગર ઉછળ્યા.

ચારે તરફ સૌંદર્ય, લાવણ્ય, રસ અને કળાનાં વિવિધ જીવતાં દ્રષ્યો ચિતરાઇ ગયાં.

માથે ગોફણો, કાનમાં સોનાના અકોટા, સોનાની પાંદડીઓ અને સોનાના વેંટલા, ડોકમાં સોનાની કંઠેસરી અને સોનાના ઝૂમણાં પગમાં કાંબી ને કડલાં, પગની આંગળીઓમાં અણુવટ વિંછયા—એ સર્વ શણગારો સુરજના સુવર્ણરંગી કિરણોમાં માધવપુરના પાદરમાં ગાડે ગાડે નવા સૂર્ય પ્રકટાવતા હતા. તેલ તેવડાં, સરખે સરખાં સાથે મળી થેપલાં અને ગોરપાપડી જમતાં હતાં. ખીમાણંદના મિત્રો તેની પાસે લગનું જમણુ લેવા એના ગાડા આંગળ એકઠા મળ્યા હતા. મીણીના ગોર પણ મજ્જુન હાથે બનાવેલાં થેપલાં, સાથવો અને ગોરપાપડી ખાતા ખાતા સર્વ યુવાનો જીવનની મોજ માનતા હતા.

બપોરના સઘળા મિત્રો સાથે મળ્યા. નિર્દોષ મશ્કરી રમત ગમત અને વાર્તાઓના લ્હાવા લીધા. રાત પડી. તેમાં યુવાનોના પડ બંધાયા. એક પડમાં મે અને બીજા પડમાં ઉજળી એમ દુહાની રમઝટ જામી.

ચારણુ એટલા દેવ,
તને જોગમાયા કરી જાણીએ;
લોહીનાં ખપ્પર ખપે,
તો બૂડે બરડાનો ધણી.
અમથી બીજું દેવાય નહિ,
તમે છોરૂ ચારણુ છો;
મન બગડે મારૂં,
તો આભપરો લાજે ઉજળી.
કણુ દાણો કોય,
કં'તો ગાડાં ભરી દઉં;

તારે હૈયે હાલચ હોય,
તો માગને આવી ઉજળી.



તોળ્યું દીધો તમે,
જોડવા જીવાયે નહિ;
તારાં અંગનાં અમે,
ભુખ્યાં છીએ ભાણુનાં.
ઉનાળાના અમેં,
લાંબા દી સેંવાય નહિ
તનડાં દઇને તમે,
જીવતાં રાખો જોડવા.

બીજે સ્થળે યુવાનો લાખણસી અને ફુલાના દુહાનો લલકાર કરી રહ્યા હતા.

મેડી માથે મોર,
એઠો ખપેડા ખેસવે;
ઉડી જાને ચકોર,
જાગીને જણ ઘેરશે.



ખળધુખળ રણખાગ,
હાથળદળ મોતી હણે;
મરને કેસર મર જાય,
તૃણ ન ભખે કોયદી.

આખી રાત દુહાની સ્હામ સ્હામી રમઝટ બોલી. આ રમઝટમાં ખીમાણુંદ સહુથી પહેલો આવ્યો. આમ પહેલી રાત્રી વીતી.

બીજે દિવસે સ્હવારે સહુ સહુની ઘોડી શણગારી જુવાની-

આઓ ઘોડા ખેલાવવા નીકળ્યા **ખીમાણંદને** માણસ **બીનડીથી** આજે સવારે ઘોડીને શણગારીને લાવ્યો હતો

આ ઘોડાઓની શરતમાં તો ગામ ગામના પક્ષો બંધાઇ ગયા કચ્છનો પક્ષ, મઉરનો પક્ષ, બીનડીનો પક્ષ એમ દરેક ગામના ટોળે મળીને ઉભા થનગન થનગન નાચતી કાઠીઆ વાડી ઘોડીઓ વિજળીવેગે છુટી એક એકથી ચડી જાય તેના જુવાન હતા એ સરતમા પણ **ખીમાણંદ** પહેલો આવ્યો આખાય મેળમા **ખીમાણંદની** વાહ વાહ બોલાઇ પોતાના ધણીની જીત થયેલી જોઇ બીણીના હરખનો પાર રહ્યો નહિ

આજે રાતનાં માધવરામજીની રવાડીમા આખોય મેળો ગયો. ગામ માતો માણસ હિંદળો હિંદળ ભરાયુ કોકિલ કંઠી નારી સુન્દરીઓએ ગીત લલકાર્યું.

જીરે માધવપુરમા મોહન વાજા વાગીયારે,<br>
જીરે ગોમતીમા પડેરે નિશાનરે,<br>
માધવરાય પરણે રૂખમણિરે<br>
જીરે જોશીડાના બેટા તુજને વિનવુરે<br>
જીરે લગનીયા લખી આવો હરિને બેટરે,<br>
માધવરાય પરણે રૂખમણિરે<br>
જીરે કસુંબનના બેટા તુજને વિનવુરે,<br>
જીરે ચુંદડીયુ લઇ આવો હરિને બેટરે,<br>
માધવરાય પરણે રૂખમણિરે<br>
જીરે મણિયારાના બેટા તુજને વિનવુરે,<br>
જીરે ચુડલડા લઇ આવો હરીને બેટરે,<br>
માધવરાય પરણે રૂખમણિરે

જીરે સોનીડાના બેટા તુજને વિનવુ રે.
જીરે ઝુમણલાં લઇ આવો હરિને બેટરે,
માધવરાય પરણે રૂખમણિરે.
જીરે માધુપુરમા મોહન વાજાં વાગીયારે,
જીરે ગોમતીમાં પડેરે નીશાનરે,
માધવરાય પરણે રૂખમણિરે.

ઠાકોરજીની રવાડીનાં દર્શને લોકોમાં કંઇ અનેરો આનંદ પ્રકટ્યો હતો આજે આધનપુરમાં ઘેર ઘેર દિવાળી હોય તેવો ઉત્સવ લોકો ઉજવી રહ્યા હતા.

(૩)

આજે ડાંડીયા રાસના ઉત્સવ મેળામા જામ્યા. ગામ ગામના યુવાનોમા ઉમંગની રેલ ચાલી. કોઇએ પોતાના ડંડીયાની કડીમા રંગબેરંગી ફૂમકાં પરોવ્યા કોઇએ પોતાની રેશમની નાડીમા ફૂમકાના ઝુમખા લટકાવ્યા કોઇએ ગુલાલથી પોતાના કપડામા છાંટણા કર્યા, કોઇએ હરણનાં શીંગડાના ડાંડીયા બનાવ્યા કોઇએ એક પગમા સોનાનો તોડો પહેર્યો. એમ સહુ યુવાનો પોતપોતાની મસ્તીમા તૈયાર થયા.

બીજી બાજુ ચાહનીના ચોકમા રાસડાએ જામ્યા કોકિલ કંઠી સુન્દરીઓના ઝંકાર પાડતા રાસ જેવા કોઇક યુવાનો અને યુવતિઓ એકઠી થઇ ધરતી ધમધમે એના એ પગના ધમકારા, કાબી અને કડલાના રણકાર અને મૃગલા સરીખા નયનોના ચમકારાથી મેળો રસમસ્તીમા ઉછળ્યો.

ડાંડીયારાસમાં રસરાજ તરીકે **ખીમાણંદ** પહેલો આવ્યો અને રાસડાઓમા રમરાણી તરીકે **શીણીએ** પ્રથમ સ્થાન લીધુ.

મઉરના મૂળુ નામના મેરથી આ મીતડીના આહિરનો આ તિરસ્કાર સખાયો નહિ એની આંખમાં ક્રોધનો અગ્નિ પ્રકટ્યો એણે ડાંડીયારાસ ખલાસ થતાં ખીમાણંદની ટોળ કરી

'ખીમા ! ડાંડીયારાસમાં જ પાણી બતાવીશ કે બીજું કંઈ આવડે છે ?"

"બીજું ત્હારે શું જોઈએ છે ?" ખીમાએ અભિમાનથી ઉંચુ જોયું

"ત્હારી પાસે બીજું શું હોય ? તું તો મીરીનું મોઢું જોયા કર !'

'મૂંગીયા, મોં સંભાળી બોલ !'

'કાં એમાં મેં શું ખોટું કહ્યું તું કાં તો ડાંડીયારાસમાં નાચ અથવા તો મીણીના રાસડાઓ જોઈ રાજી થા ત્હને કંઈ ગેડી તરવાર સાથે દોસ્તી છે ?

'એટલે તું કહેવા શું માગે છે ? ત્હારે તરવારથી રમવું છે ? રમવું હોય તો થા માટીવાળો !'

'રહેવા દે, ખીમા રહેવા દે !' મૂળુએ મૂછના આંકડા ચડાવ્યા

"મૂળુ ! આજ તો તું જો કે મીતડીના માટી કેવા છે ?'

ખીમાણંદે આંખો ચડાવી

બન્નેએ ભેટ બાંધી અને તરવાર લઈને કુદ્યા

કેટલાક સમજુ જુવાને બન્નેને વારવા પ્રયત્ન કર્યો ખીમાણંદ હજુ પરણીને હમણાં ચાલ્યો આવે છે હજુ એને હાથેથી મીંઢોળ છુટ્યા નથી એટલે સ્વાભાવિક રીતે મેદની એના બચાવમાં હતી પણ બન્ને હવે શૂર પર ચડ્યા એટલે કોઈ એને વારી શક્યું નહિ

મટાખાજીમાં બને કુશળ હતા. શૌર્ય બનેને ગળથુથીમાં મળ્યું હતું. છાતી બનેની મજબુત હતી એટલે કોઇ ક્રોધથી ઉતરે તેવા નહોતા બનેની આંખમાથી શૌર્યના તણખા ઝરતા હતા એ. ટલામાં તો મૂળુની તરવારના ફટકા થયા.

બને પક્ષના આદમીઓ બોલી ઉઠ્યા ' બસ, હવે બસ '

શત્રુને શસ્ત્રવિહોણો જોઇ ખીમાએ તલવાર મ્યાન કરી કંઇપણ આવેશ કે ગુસ્સા સિવાય ખીમો હસતો ઉભો દૂર ગાડામા ઉભેલી મીણી તરફ એણે પોતાનાં શૌર્યભર્યાં નયનો વાળ્યા.

મૂળુએ પણ પોતાના શત્રુની જીત સ્વીકારી બન્ને હેતથી ભેટયા અને મૂળુ બોલ્યો

" ખીમા ? ડાડીયારામમા જેમ તુ પૂરો છે તેમ તલવારમા પણ પૂરો છે હવે મને લાગેછે કે જે સારુ રમી જાણે છે એ માણસ શૂરવીર પણ થઇ શકે છે

(૪)

આજે ચૈત્ર શુદ બારસ હતી મેળો ખળભળ્યો ગાડાઓ જોડાના મડયા. સહુ સહુને ગામ જવાની તૈયારી થવા લાગી. કેટલાક તો એક દિવસ રોકાવાના હતા પણ ઘણોખરો ભાગ આજે બપોર પછી રવાના થયો.

ખીમાણુંદ પણ આખાય મેળાનુ દિલ જીતી મીનડી તરફ રવાના થયો મીણીનોતો આનંદ આજ માતો નહોતો. એનો ખીમાણુંદ જનતાનો ખીમાણુંદ બન્યો હતો. સહુને મોઢે ખીમાણુંદના દુહા, ખીમાણુંદના ડાંડીયારાસ, ખીમાણુંદની ઘોડેસ્વારી અને ખીમાણુંદની તલવારનીજ વાતો હતી

ગાડાઓ એક પછી એક પોતાપોતાને રસ્તે પડયા નીકળતા નીકળતાં પણ ખીમાણુંદને મોડું થયુ. શરમુ છોડી અરધોક

ગાઉ ખીમાણંદનું ગાડું પહોંચ્યું ત્યાં ઝાડું બંધાણી. સૂર્યનારાયણ વિશ્રાંતિ અર્થે પધાર્યા. ચન્દ્રમાએ એની જગ્યાએ સામ્રાજ્ય જમાવ્યું.

થોડે દૂર ચાલતાં એક ગાડામાંથી દુહાનો અવાજ આવ્યો.

પરણતાં મેં પરખીયો,
મુછાં તણી અણી;
મેં તો સાંખી પેરશાં
જદ પેર ધણી.

આ દુહો સાંભળી ખીમાણંદે મીણી સામું જોયું તેટલામાં તો દૂરથી ચસકો સંભળાયો.

'દોડો—દોડો........'

ખીમાણંદના કાન ચમક્યા. જે દિશામાંથી અવાજ આવતો હતો તે દિશામાં તેણે ગાડામાં ઉભા થઇ જોયું. ફરી અવાજ આવ્યો

'મારો—મારો............'

"મીણી! કોઇકનું ગાડું લુંટાય છે. હું જરા આગળથી દોડું અને એને મદદ કરૂં......"

આમ કહેતાં તે ગાડામાંથી કુદી પડયો અને પોતાની કડી-આળી ડાંગ લઇ દોડયો. મીણી તો આ વખતે કંઇ બોલી શકી નહિ. તેણે સાથીને એ દિશામાં ગાડું ઝડપથી લઇ જવા કહ્યું.

ખીમાણંદ જયાંથી બૂમ પડી હતી ત્યાં આવતાં તેણે ચાર સીધીઓને એક ગાડું લુંટતા જોયા, ગાડામાં ત્રણ પરદેશી સ્ત્રી અને એક ન્હાનો છોકરો હતો. પાસે જોખમ પણ ઠીક હતું એટલે મેળામાં આવેલા સીધીઓએ એ શિકાર નજરમાં રાખી હુમલો કર્યો હતો.

ખીમાણંદને આવેલો જોઇ પેલા ચાર સીધીઓમાંથી એક બોલી ઉઠયો:

" જુવાન, તું ત્હારે રસ્તે ચાલ્યો જા—નકામો શા માટે મરવા આવ્યો ?"

ગાડાવાળાએ બીજો કોઈ મદદમાં આવી પહોંચે એ માટે ફરી ચસ્કો કર્યો.

**ખીમાએ** તો પેલાઓનું સાંભળ્યા વિના પોતાની ડાંગ ઉપાડી.

" મુકી દો—મુકી દો જે લીધું હોય તે મુકી દો! બાઇ-ડીયુને લુંટતા શરમાતા નથી. માટીયાળા હો તો લુંટોને મ્હાર, જેવાને!"

ચાર **સીંધીમાંથી** બે **સીધી** લુંટવામાં રહ્યા અને બે **ખીમાણુ**દની સ્હામા થયા **ખીમાણુ**દને આવેલો જોઇ ગાડાવાળાને પણ હિમ્મત આવી ત્હેણે ગાડાનુ આકું ખેંચી કાઢી **સીધી** સ્હામે હુમલો કર્યો.

જોત જોતામાં બહાદુર ખીમાણુદે પોતાની કડીઆળી ડાંગથી એક **સીધી**ને ધુળ ચાટતો કર્યો. અને હજુ એ તરફડીયા મારે છે ત્યાં બીજો **સીધી** પણ ખીમાણુદની ડાંગનો ભોગ થયો. બાકીના બે સીધીઓએ આ જોઇ પોતાની તલવાર ખેંચી.

પેલો ગાડાવાળો તો ચસ્કા કરતો હતો પણ ઘાત થઇ ગઇ હોવાથી મહુ મહુને રસ્તે પડી ગયાં હતાં.

આ યુધ્ધ ચાલે છે તેટલામાં **ભીણી** આવી પહોચી.

પેલા **સીધીઓ** પણ હવે ખુનપર ચડયા હતા પોતાના બે સાથીઓના હાલ જોઇ ત્હેમણે **ખીમાણુંદ**પર વેર લેવા મજબુત હુમલો કર્યો.

મીણી ખીમાણંદની મુશ્કેલ સ્થિતિ પામી ગઈ તેણે પેરણાનો કાછોટો માર્યો અને ગાડાનું આડું એની ખીમાણંદને પડખે ઘા ઝીલવા ઉભી

"આઘી રહે, મીણી આઘી રહે! હું આ તુતરાઓને હમણા પૂરા કરૂં છું" એમ બોલતો બોલતો ખીમાણંદ ઝુઝ્યો

ક્રમનસીબે એક ઘા ચૂક્યો અને ખીમાણંદના શરીરપર તલવાર પડી ધ્રેખ ધ્રેખ લોહી નિકળતું હતું પણ ખીમાણંદ ઘુમતો હતો બીજો ઘા પડે તે પહેલા તો તેણે સામે લડતા સીધીઓ માંથી એકને પાડ્યો અને પોતે પણ પડ્યો હવે મીણીને શૂર ચડ્યું પોતાના પતિને પડેલો જોઇ તેના શરીરમાં અંગારા પ્રગટ્યા તેણે બાજી રહેલા સીંધીને ખીમાણંદની લાકડી ઉપાડીને મારી ઘા બગાવર આવતા એની ખોપરી ફાટી ગઇ મીણી વાળી છુટા પાછો વળી પતિને ખોળામાં લેવા જાય એટલામાં તો પાસે તરફડીયા મારતા ની મીએ પડ્યા પડ્યા પણ મીણીને એક ઝાટકો માર્યો ઝાટકો વગતા મીણી પણ ખીમાનંદની સોડમાં સુતી તે સદાને માટે સુતી

❀

મીઠોળબથા ખીમાણંદ અને મીણીના કીર્તિસ્તંભો આજે શહરથી અરધો ગાઉ દૂર ઉભા છે સોરઠને કાંકરે કાંકરે આજે ખીમાણંદના ગીત છે



# કેના નસીબનું ?

રંગમતીનો એ રંગભર્યો કિનારો વિવિધ દ્રશ્યોથી મોહક લાગતો હતો. જામનગર એટલે રગ અને કલાનું ધામ. આખાય કાઠીઆવાડમાં નગરની ચુંદડીઓ એના રંગ માટે વખણાતી. રંગમતીનું પાણી નગરની એ રગાટની કલાનો મુખ્ય આધાર હતો.

રાધા આજે રગમતીને કાંઠે કપડા ધોવા આવી છે ધોકે ધોકે છીપરાપર કપડા ધોકાવે છે એટલામા તેની નજર રંગમતીને સ્હામે કાંઠે ઘોડાને પાણી પાતા હરદાન ચારણ તરફ પડી. હરદાન અને રાધાનો બાપ ખુશાલભાઇ બંને બાલ મિત્રો હતા હરદાનનું ધ્યાન રાધા તરફ ન્હોતુ એણે તો ઘોડાને પાણી પાતાં પાતાં દુહો લલકાર્યો.

> આદર દરી નિર્ભર કરી,
> હરિ અરિ સમ કીન.
> પરિ કૃપન સુખ ના જહાં,
> તહાં ફરી ફરી જખ કીન.

રાધા આ દુહો સાંભળી ખડખડાટ હસી પડી. રાધાના હસવાથી હરદાનનું ધ્યાન એ તરફ ખેંચાયું

" કેમ રાધા ! હસવું બહુ આવ્યું ? " હરદાને મ્હોંમે કાંઈથી અવાજ કર્યો

" હરદાન બાપા ! તમને એવા લોભીઓ તે કોણ મળ્યા કે તમે ચેનને નીંદો છો ? "

" બહેન, અમે તો ચારણ રહ્યા એટલે દેશ પરદેશ ફરીયે અને ઘણાય માણસના કડવા અનુભવ અમને થાય એમાંનો આ પણ એક અનુભવ છે "

" અનુભવ તો બહુ કડવો લાગે છે, બાપા ! '

" કડવો તો ખરોજ મેં મ્હારી પચાસ દીવાળીમાં આવો કોઇ ધનવાન છતા લોભીયો વાણીયો જોયો નથી "

" કયા ગામમા આ અનુભવ થયો એ તો કહો ? "

" સોરઠમાં શેરગઢ કરીને ગામ છે ત્યાં નારણ કરીને વાણીયો છે એ વાણીયો એટલે લોભલોભનો અવતાર—પ્રભુ એનો પનારો કોઇને પાડશોમા " ચારણના દિલના ઉદ્ગાર બહાર પડ્યા

" તમે બાપા કાયર છો, કાયર ! એના લોભીઆ પાસેથી ધન લાવો ત્યારેજ તમારી કવિતાની ખુબી ગણાય ! " રાધાના લોકાની સ્વભાવે ચારણની મશ્કરી કરી

ચારણ હતો સ્વભાવે તેજી, તેથી તેને રાધાનું આ વાક્ય ખટ ખુંચ્યું.

" દિકરી ! ચારણની મશ્કરી ન કરાય ! "

" બાપા ! હું મશ્કરી નથી કરતી હું તો સાચી વાત કહું છું. તમે દુહામાં ચેનને નિંદો છો એ મ્હને નથી ગમતું "

ટલેજ હું આમ કહું છું. એ વાણીયો ગમે તેટલો લોભી હોય તેથી શું થયું ? "

" દિકરી રહેવા દે ! ઝેરનાં પારખાં ન હોય. "

" બાપા એ પણ ત્હમારી કાયરતા છે. ત્હમે ભગવાનને પેટ બનાવવા માટે નિંદો છો કારણ કે એક લોભીયો મોઢેથી ના કહે, છતાં ફરી ફરી પેટ એ લોભીઆ પાસે જવાની ત્હમને ફરજ પાડે છે. આ વસ્તુ હું સ્હમજું છુ. પણ ત્હમારી કવિતામાં તાકાત હોય તો એ લોભીયો પણ ઉદાર થઇ જાય એમ હું માનું છું. "

ન્હાને મોઢે મોટી વાત સરીખી રાધાની વાત સાંભળી હુરદાનનો પિતા ઉછળ્યો. અને આ છોકરીની વાક્ચાતુરી અતિશય ખુંચી. ત્હેણે મનમાં ને મનમાં નિશ્ચય કરી લીધો કે આ છોકરીની બરાબર ખબર લેવી કારણ કે ઠોકર ખાધા વિના એ ઠેકાણે નહિ આવે.

(૨)

"ખુશાલ ! તું મ્હારો બાલમિત્ર ખરો કે ?"

" હુરદાન ! જરૂર તું અને હું તો એકજ ગણાઇએ."

"ત્યારે આજે હું પચાસ વર્ષે ત્હારી પાસે એક વચન માગું છું."

"હુરદાન ! ત્હારે માટે તો પ્રાણ આપવા તૈયાર છું. ખુશીથી માગવું હોય તે માગી લે." ખુશાલે સાચા મિત્ર તરીકે ઉદારતા બતાવી.

" માગું ?—ખરેખર પાળીશ ? "

" જા સૂરજની સાખે આ વચન છે."

ચારણ થોડીવાર વિચારમાં થોભ્યો.

"બાપ ખુશાલ ! ફરી એકવાર વિચાર કરી લે. હું કહું તેમ કરવું પડશે."

ચારણ થઇને આમ અશ્રદ્ધા કેમ રાખે છે ? પચાસ વર્ષની મિત્રતામાં તું એકાદ દિવસ વચન નાખ અને હું એ વચન પાળું. હેતુ એ નજ બને માટે માગવું હોય તે ખુશીથી માગીલે."

"ખુશાલ ! ત્હારી રાધાને હું કહું ત્યાં પરણાવવી."

"એમાં શું માગ્યું ?"

"બસ, એટલું કર તો બાપ મ્હને સંતોષ છે"

"જા તું કહીશ તે પ્રમાણે થશે"

ચારણ વચન લઇ ખુશાલ પાસેથી ઉઠ્યો. ઘોડો તૈયાર કરી તે તેજ ઘડીયે શેરગઢ ગયો.

શેરગઢ પહોંચતા તે નારણના મિત્રોને મળ્યો. નારણની પત્ની થોડા દિવસ પહેલા સ્વર્ગવાસી થઇ હતી. સંતાન કઇ નહોતુ. નારણ પાસે અઢળક પૈસો હતો છતા ચમડી છુટે તો દમડી છુટે એવા ત્હેના હાલ હતા

ચારણ નારણના મિત્રોને મળ્યો અને રાધા વિષે ત્હેમને વાત કરી નારણના મિત્રો સ્હમજતા હતા કે નારણને બીજુ ઠેકાણુ મળવું મુશ્કેલ છે કારણ કે એની કૃપણતા આખાય કાઠિયાવાડમા જાણીતી હતી એ લોકોએ ચારણની આ વાત કબુલ કરી લીધી અને નારણને માગી મંગળું નક્કી કરી દીધુ.

ચારણ પાછો જામનગર આવ્યો અને ખુશાલને તેનું વચન પાળવા કહ્યું

"ખુશાલ ! ત્હારી નાતનો એક ગેડીયો છે તેની સાથે પરણાવવાનુ હું નક્કી કરી આવ્યોછુ."

"ચેયો લોભીયો નારણ!"

"હા. એ જે છે તે છે. તેં મ્હને વચન આપ્યુ છે તે હવે પાળ"

"હરદાન! મ્હારી દિકરી એ ત્હારી પણ દિકરી કહેવાય અને તેં એને માટે એ માણસને પસંદ કર્યો?" ખુશાલને હરદાનના આ વર્તનથી અજાયબી લાગી

"બાપ ખુશાલ! વચનમાં ત્હારે ફરી જવુ હોય તે ત્હને છૂટ છે"

"હરદાન! એમ બોલમા. હુ તો માત્ર ત્હારૂ ધ્યાન ખેચુ છુ કે આવી સારી દિકરીને એ લોભીયાને ત્યા નાખવી એ ત્હને કેમ ગમે છે?"

"એ બાબતમા હુ કઇ વિશેષ કહેવા નથી માગતો હુ તો ત્હને ત્હારા વચનની યાદ આપુ છુ રાતે પાછો આવીશ ત્હારે હા કે ના જે કહેવુ હોય તે બેલાશક કહે જે" ચારણ મહત્ દુખી થઇને ચાલતો થયો.

ઘેર જઇ ખુશાલે રાધા આગળ ચારણને આપેલ વચનની વાત કહી અને તે રડી પડયો.

"ચતુર રાધા ચારણના વચનનો મર્મ સ્હમજી ગઇ"

"બાપા! દુખી થાઓમા હુ ત્યા જવામા ખુશી છુ એ ચારણને આપેલુ વચન ત્હમે સુખેથી પાળો મ્હારી લેશ માત્ર પણ ચિંતા કરશોમા મ્હને તો એવા જીવનમા પણ સુખ થશે." દિકરીએ બાપને હિમ્મત આપી.

રાધાના નારણ સાથે લગ્ન થયા. રાધા આજે પતિગૃહે આવી

ટૂંકી પોતડી, પાણકોરાની અનેક થીગડાવાળી બાલાબંડી અને માથે લીરા જેવું ફાળીયુ પહેરેલો નારણને જોઇ રાધાને પેરો ચારણ યાદ આવ્યો. ઘરમાં પૈસો ઘણો પણ પેટમા પાવળુ ઘી જાય નહિ પૈસાનો ચોકીદાર હોય એવું નારણનું આખુય જીવન હતુ રાધાએ શરૂઆતમા બધી પરિસ્થિતિનુ બારીક અવલોકન કરી લીધુ

નારણનો વ્યાજ વટાવનો ધધો હતો એટલે ગામડાઓમાં ઉઘરાણી ઘણી હતી ભર તડકામા પગે ચાલીને ખાધે ખડીયો નાખી એ પોતે ઉઘાડે પગે ઉઘરાણીએ જતો પેટમા ખાય નહિ એ માણસ તો કયાથી રાખી શકે?

એક દિવસ નારણ આગીયે ઉઘરાણી માટે ગયો રાધાએ તુરત ગામમાથી બ્રાહ્મણની ન્યાતના વડાને એક છોકરા મારફત તેડાવ્યો નારણને આગણે કોઇ બ્રાહ્મણ કોઇ દિવસ જતોજ નહિ અને ત્યા જાય તો જનાર જરૂર ખાલી હાથે પાછો આવે એવી સ્થિતિ હતી એટલે આજે નારણને ત્યાનું તેડું આવેલુ જોઇ ગોરને અજાયબી લાગી

"ગોર બાપા! આખાય શેરગઢના બ્રાહ્મણોને શેઠને નામે નોતરૂં આપી આવો, આપણે આજે ચોર્યાસી કરવી છે"

ગોર તો રાધાના મોઢા સ્હામુ જોવા માડયો

"કેમ ગોર! કઇ જવાબ આપતા નથી?"

"આપ આ ચોર્યાસી પૂછીને કરો છો કે આપની મેળે

કરો છો ?"

"એમ કેમ પૂછો છો ?"

"આપ તો હજુ હમણા આવ્યાં છો પણ ગોરને અમે લાબા વખતથી પીછાનીએ છીએ."

"એ બાબતમા તમે બેફીકર રહો—હુ પણ ઘરની ધણીયાણી છઉ ના ?"

"શેઠ ગુસ્સે થશે તો ?"

"મહારાજ, તમે તમારે લાડુ બનાવીને જમોને ? એ ગુસ્સો કરશે તો મ્હારા ઉપર કરશે તમારે શુ છે ?"

મહારાજે તો તુરત આખી બ્રાહ્મણી ન્યાતને ચોર્યાસીના ખબર આપી દીધા તુરતજ શેઠના ફળીયામાં લાડુ બનાવવાની સામગ્રી એકઠી કરવામા આવી રાધાએ ફરી ગોરને બોલાવ્યા.

"મહારાજ ! લાડુમાં ઘીનો ઘેલ કરશો નહિ હો ! એકાદ ડમો વધારે ખપે તો પણ ફીકર નહિ."

ગોર તો શેઠાણીના દિલની દિલાવરી જોઇજ રહ્યા

"ગોરબાપા ! એક બીજુ કામ કરજો બધાય બ્રાહ્મણો જમી લે પછી આખાય શેરગઢના જેટલા અપગ હોય—લુના લગડાં, આધળા અને અશક્ત—એ સર્વને લાડુ જમાડજો"

શેઠાણીની ઉદારતા પર બ્રાહ્મણો ખુશ થયા અને રાધા શેઠાણીની વાહવાહ બોલાવા મડી.

બપોર થયા, લાડુ તૈયાર થયા. બ્રાહ્મણોએ હરહર મહાદેવની ધૂન જમાવી.

નારણ માળીયે ન જતાં વચ્ચમાથી એક ગામની ઉઘરાણી વસુલ કરી, માળીયાને લગતો ચોપડો ભુલી ગયો હતો તે લેવા શેરગઢ તરફ પાછો ફર્યો. તેનું ઘર ઝાપા આગળજ હતું એટલે પાદરમાથીજ ફળીયામા નીકળતા ધુમાડાના ગોટેગોટ એણે જોયા. કોઇ દિવસ નહિ અને આજે આ ધુમાડા શાના ? એ વિચારમાં તે ઉંચી આગળ આવ્યો, તેટલામાં તો ફળીયામા હર હર મહાદેવના જયઘોષ મ ભળાયા

ફળીયામા દાખલ થતાં તો લાડુની ચકાચક લ્હેણે જોઇ. ' બાઇડીએ નખોદ કાઢી નાખ્યુ ' એમ મનમાં લવતો લવતો તે ઘરમા દાખલ થયો રાધાએ સ્વામીને ઓચિંતા આવેલા જોઇ તેનું સ્વાગત કર્યું.

નાથ! આજતો મ્હારી ઇચ્છા થઇ છે કે બ્રાહ્મણોને જમાડુ; એથી મ્હે ચોરાસી કરી છે. ...... ....

" નકી ! ત્હે મ્હારૂં નખોદ કા'ઢી નાખ્યું."

" એમા શુ થયુ ? આપણા મહ્દભાગ્ય કે આપણે આગણે બ્રહ્મભોજન થાય " રાધાએ દ્રઢતાથી કહ્યુ

નારણને ગુસ્સો ખુબ ચઢયો. તે કંઇ બોલી શકયો નહિં. ગુસ્સામા ને ગુસ્સામા તે પટારામાથી માળીયાને લગતો ચોપડો શોધવા ગયો

રાધાએ આ વખત દરમ્યાન તૈયાર થયેલા લાડુનું એક કરોદાન મહારાજ પાસેથી ભરાવી લીધુ. ત્હેને ખાત્રી હતી કે નારણ અત્યારે ગુસ્સામા છે અને જમશે નહિ એટલે રસ્તામા ભુખ લાગશે ત્યારે કામ લાગશે. એ વિચારે ગુપચુપ લાડુ ભરેલુ કરોદાન નારણના સરેલા ખડીયામાં મુકી દીધુ. તાપ બહુ હોવાથી કદાચ શેઠના ઉપયોગમાં આવે એ આશાયે જામનગરથી આણેલ

અત્તરની બે શીશીઓ પણ ખડીયામાં મુકી.

ચોપડો શોધી નારણ પાછો રાધા પાસે આવ્યો.

"સ્વામીનાથ ! જમવાનું તૈયાર છે આપ જમીને જાઓ તો ઠીક." હાથ જોડી રાધાએ વિનંતી કરી.

"બળ્યું ત્હારૂં જમવું !" આમ બોલતો બોલતો તે ક્રોધમાં ને ક્રોધમાં ડેલી બહાર નીકળી ગયો.

(૪)

ચોરને કાંધ મારે એવો બપોરનો વખત છે. તડકો ધોમ ધખે છે. એ વખતે નારણ ક્રોધમાં ને ક્રોધમાં મુઠ્ઠી વાળીને લવતો જાય છેઃ—

"રાંડે મ્હારૂં સત્યાનાશ કાઢી નાખ્યું. ઘર લુંટાવી દીધું."

તડકો બહુ હોવાથી તે થાકયો. એક મોટો રાફડો આવ્યો ત્યાં વિશ્રાંતિ લેવા બેઠો. પેટમાં ભૂખ લાગી હતી, ઉપરથી તાપ તપતો હતો અને ક્રોધની જ્વાળાઓ શરીરને બાળી રહી હતી આ રીતે એને જરાય શાંતિ ન્હોતી

ખડીયો રાફડા આગળ મૂકી તેના પર માથું ટેકવી ત્હેણે ગુસ્સામાં ને ગુસ્સામાં લંબાવ્યું.

ખડીયામાં રહેલું કટોદાન ત્હેને માથામાં ખુંચ્યું એટલે બેઠો થયો. ઘેરથી નીકળ્યો ત્યારે ગુસ્સામાને ગુસ્સામાં ખડીયાનો કેટલો બધો ભાર વધ્યો છે તેનું પણ તેને ભાન ન્હોતું. ત્હેણે ખડીયામાંથી કટોદાન કાઢ્યું અને ઢાંકણું ઉઘાડતાં તેમાં ઘીથી રસબસતા ચુરમાના લાડુ જોયા. લાડુ જોઇ તે ફરી બુમ મારી ઉઠયો. "રાંડ ઘર લુંટાવી દેવા બેઠી છે."

ક્રોધના આવેશમાં એણે આખુંય કટોદાન રાફડાપર ઉંધું વાળી દીધું.

હજુ ત્હેને ખડીયામાં કંઇક ખુચતું હતું તેથી ફરી ખડીયો તપાસ્યો તો તેમાંથી અત્તરની બે શીશીઓ નીકળી તે ફરી બબડયો "શોખીનની દિકરી? મ્હને ભીખારી કરવા આવી છે "

આ શીશીઓ પણ ત્હેણે રાફડા પર ઢોળી અત્તર ઉંધું વાળી નાખ્યું. આખો રાફડો નગરના એ ઉંચા અત્તરથી મઘમઘી ઉઠયો

નારણ તો ગુસ્સામા સુતો અત્તરની સુગંધથી ત્હેને પણ જરા શાન્તિ વળી એટલે થોડી ઉંઘ આવી આ ગાફડામા એક દેવતાઇ નાગ રહેતો હતો. અત્તરની સુગંધથી એ રાફડા બહાર આવ્યો. રાફડાપર પડેલા લાડુ તો ન ખાધા પણ અત્તરની સુગંધથી તે મસ્ત બન્યો. નાગ આ વણિકપર પ્રસન્ન થયો અને જયારે નારણ ઉંઘમાથી ઉઠયો ત્યારે નાગને વાચા થઇ

"હે વાણીયા! હું ત્હારાપર પ્રસન્ન થયો છુ. માગ! માગ! જે માગીશ તે હુ આપીશ" નારણ સ્હામે ફણ ચઢાવી નાગ બોલ્યો

શેરગઢમા આ વખતે બ્રહ્મભોજન થઇ ગયું હતુ. ગામના અપંગ અને અશક્ત ગરીબોને પણ જમાડીને રાધાએ ત્હેમના આશિર્વાદ લીધા હતા. આ આશિર્વાદના બળથી કે બીજા કોઇ કારણે નારણમા અત્યારે સદ્બુદ્ધિનો સંચાર થયો. ત્હેણે નાગને કહ્યુ

"ત્હમે મ્હારા પર પ્રસન્ન થયા છો?"

"હા, જરૂર. માગવું હોય તે માગ."

"ત્યારે હુ મ્હારી બાયડીને પૂછી આવું અને પછી માગુ."

"ભલે એમ કર"

તુરત નારણ ઘર તરફ પાછો વળ્યો. રસ્તામા ઘડીકમા રાધાને ગાળ દેતો જાય છે અને ઘડીકમાં નાગની વાત યાદ આવતા રાધાની પાસે જલ્દી જવાય તો ઠીક, આમ વિચારોમાને વિચારોમાં તે ઘર આંગણે આવ્યો.

"પધારો સ્વામીનાથ ! પધારો ! આમ કેમ હાફળાફાફળા દેખાઓ છો ?"

"જો સાભળ હે મ્હારા ખડીયામા શીશીઓ અને લાડુ મૂકયા હતા એ સર્વ મ્હે રાફડાપર ફેકી દીધુ નાગ એથી ખુશી થયો છે અને મ્હને કઇક માગવાનુ કહ્યુ છે બોલ શુ માગુ ?"

"હમે નાગને કહેજો કે મ્હારે બીજુ કઇ નથી જોતુ માત્ર તુ ખુશી થયો હો તો હુ કહુ તે આપ"

"શુ ?"

"નાગને કહેજો કે "મ્હારૂ છે એ મ્હને ખાવા દે"

"ભલે"

ફરી પાછો બ્રાહ્મણ રાફડા તરફ ચાલ્યો

રાફડા પાસે આવીને બેઠો એટલે નાગ પાછો રાફડામાથી આવ્યો

"કેમ પુછી આવ્યો ?"

"હા."

શુ કહ્યુ ?'

'મ્હારી બાયડી તો કહે છે કે 'મ્હારૂ છે એ મ્હને ખાવા દ્યો'

નાગને આ માગણીથી બહુ મુઝવણ થઇ

"વાણીયા ! બીજુ કઇ માગ આમા હે શુ માગ્યુ ?"

હમે પ્રસન્ન થયા હો તો હુ તો એજ માગુ છુ"

નાગે એને બહુ લાલચો આપી ખૂબ સ્હમજાવ્યો પણ એણે તો એનુ એજ માગ્યા કર્યુ

તુરત નાગ બ્રાહ્મણના શરીરમા ફેરવાઇ ગયો

" વાણીઆ ! તુ આખો મીચીજા અને મ્હારા ખોળામ બેસ "

નારણે આ પ્રમાણે કર્યું અને જ્યારે પાછી આખો ઉઘાડી ત્યારે ભાદર નદીને કાંઠે એ અને બ્રાહ્મણ સ્વરૂપે ચેત્ર નાગ બન્ને ઉભેલા એણે જોયા

ભાદરને કાંઠે એક ધોબી કપડા ધોતો હતો એને બ્રહ્મ સ્વરૂપે રહેવ નાગે વિનવ્યો

" એલા ધોબી ! તુ જેટલુ કહે એટલુ ધન આપુ પણ બીજે કોઇપણ સ્થળે ત્હારા નસીબનુ ધન હોય તેનાપરથી ત્હારો હક ઉઠાવી લે અને મ્હારા હાથમા પાણી મૂક "

" મહારાજ તુમે તો કંઇ ગાડા બન્યા છો મ્હારા નસીબનુ ધન તો મ્હનેજ મળવુ જોઇએ "

" મ્હે એ ધન જેની પાસે આજે છે તેને વચન આપ્યુ છે માટે ત્હારે મ્હારૂ આટલુ વચન પાળવુજ પડશે હુ ત્યારા બાપનો ગોર ત્હારી પાસે આજે દક્ષિણા માગુ છુ."

' મહારાજ, મ્હને શરમાવોમા ! "

" નહિનહિ લે પાણી અને કહે કે 'મ્હારૂ ધન બીજે ક્યાઇ પણ હોય એના ઉપરથી હુ મ્હારો હક ઉઠાવી લઉ છુ "

આમ બોલતા બોલતા બ્રાહ્મણ સ્વરૂપે રહેવ નાગે ધોબીના હાથમા સોનામહોરોથી ભરેલી એક કોથળી મૂકી

ધોબીને સતોષ થયો અને એણે બ્રાહ્મણના કહેવા મુજબ પોતાના નસીબનું ધન બીજે ક્યાઇ હોય તો તેના ઉપરથી હક ઉઠાવી લેવાનુ પાણી બ્રાહ્મણના હાથમા મુક્યુ.

તુરત બ્રાહ્મણે નારણને કહ્યુ " આસ મ્હારી પાછળ "

બંને ત્યાંથી ચાલ્યા રસ્તામાં નાગે નારણને કહ્યું; "વાણીયા ત્હારા ઘરમાં અત્યારે જે ધન છે એ ત્હારા નસીબનું ન્હોતું. તું તો માત્ર એનો રક્ષક હતો. એટલે એક કોડી પણ વાપરવા ત્હને હક ન્હોતો. એ ધન તો આ ધોબીના નસીબનું હતું. હવે આજથી એનો હક એણે મ્હને કૃષ્ણાર્પણ કર્યો છે એટલે એ ધન હવેથી ત્હારૂં છે. જા આ પરિણામ માટે ત્હારી સ્ત્રીનો આભાર માનજે' આમ કહેતો કહેતો નાગ અદ્રશ્ય થઇ ગયો.

નારણ ઘેર આવ્યો. તેના દિલની બધી ભાવનાઓ ફરી ગઇ. જેટલો તે લોભી લાગતો હતો, તેટલોજ તે બીજી પળે ઉદાર થઇ ગયો. ત્હેણે પોતાની સ્ત્રી રાધાને પોતાના જીવનની દેવી ગણી. જે નારણ માટે ચારણોએ કૃપણ તરીકે કાવ્યો બનાવ્યાં હતા તે ચારણોએ એના સખી દિલનાં કાવ્ય બનાવ્યાં.

આજે હરદાન જામનગરથી શેરગઢ આવ્યો. રાધાએ અને નારણે એનાં દિલથી સ્વાગત કર્યાં.

"બરાબર જમો હરદાન બાપા! હવે પેલો દુહો ફેરવી નાખજો હો!"

"રાધા ત્હેં નારણ શેઠનો સંસાર સુધાર્યો."

"બાપા! એવું કંઇ નથી. આ ધન આજસુધી એના નસીબનું ન્હોતું. હવે એની માલિકી થઇ છે એટલે એ ભોગવે છે. ભલે ધનિકો ધનવાન હોય પણ એ ધન જો બીજાના નસીબનું હોય તો તેઓ માત્ર ચોકીદાર તરીકેજ રહે છે."

ચારણ રાધાના ડહાપણપર ખુશી થયો. શેરગઢમાં રાધા અને નારણે ધનને ધાનથી ચારણોને ખૂબ પોષ્યા.

---

# હવાલદાર.

**દેવલા!** ઉપરથી ત્હારો પે ઉતરી આવે તો પણ આજ તો ત્હને હું લઇ જઇશ"

"પણ હજી કાલે હુ વેઠ કરી ગયો અને આજ પણ પાછો મ્હારોજ વારો?" કોસ હાંકતો હાંકતો દેવો વરત પકડી ઉભો રહ્યો.

"એ કાલ બાલમાં હું કંઇ ન સ્હમજું. ત્હારે આજે વેઠે આવવુંજ પડશે.' મેરૂ હવાલદારે સત્તાદર્શક અવાજે કહ્યું.

"આજ વળી શું છે?"

"એ પૂછનારો તું કોણ? ત્હારે તો હું કહું કે તુરત મ્હારી સાથે આવવું જોઇએ."

"ત્યારે આ કોસ છોડી નાખું, એમ?"

"જરૂર." મેરૂએ મૂછો મરડી.

"આ ખકાનું સુકાઇ જશે એનું શું?"

"ખાડમાં પડે હારૂં બકાલું; હું ધીમે ધીમે વાત કરૂં છું ત્યાંતો આ કેમ ને તે કેમ એમ પૂછી પૂછીને મ્હારો દમ કાઢી નાખ્યો. મેરૂનો પીત્તો ઉછળ્યો.

"હવાલદાર! આ બધું બોલો છો એ અમે તો નીચી મુંડે સાંભળીએ છીએ પણ પ્રભુ નહિ સાંખે હો!

"બેસ, બેસ, પ્રભુ વારી! જોયો ત્હને ને ત્હારા પ્રભુને કેમ છોડે છે કે ભાઇડાના ઝપાટા જોવા છે?"

આમ હેવો ખેડુત અને મેરૂ હવાલદાર વચ્ચે ટપાટપી ચાલે છે, એ વખતે એક ખેડુત જેવો લાગતો જુવાન ધોરીઆમાં હાથપગ ધોતો ધોતો આ વાતો ચુપચુપ સાંભળતો હતો.

હેવાએ કોસ છોડવાની તૈયારી કરી.

"બળદને ગાડું સાથે લેવાનાં છે—સ્હમજ્યો?" મેરૂએ ત્રાડ મારી.

"કેમ?"

"કાલે દરબાર આવવાના છે એને માટે સીમમાંથી મગબાફણાં સારવાં છે."

"દરબાર માટે જોઇએ એટલાં મગબાફણાં હું આપીશ પછી છે કંઇ? હવે હું કોસ જોડું?"

"તું તો ડાચલીનો દિકરો લાગછ."

"કાં?"

"કાં શું? સીધો સીધો મ્હારી મોર થઇ જા. અમ્હે કહીએ તેમ ત્હારે કરવાનુ છે."

"ત્હમે લોકો દરબારને નામે ત્હમારે ઘેર મગબાફણાંના ઢગલા કરાવો છો. ત્હમારે ઘેર ગાદલાં, ગોદડાં અને ગાલમશુરીઆં

એકલા ફરો છો એ અમે બધું સમજીએ છીએ ”

“દેવલા ! આવી વાતો કરીશ તો ચામડું ઉતરડાઇ જશે.”

“તો તો તમે દરબારના પણ દરબાર... .”

“હા હા. અમે દરબાર છીએ, પોચ, ત્હારે શું કહેવું છે ? દરબાર તો આનંદપુર બેઠો છે પણ ખેડધરના તો અમે જ દરબાર છીએ.”

મેરૂની છાતી અભિમાનમાં ઉછળી. દેવાએ કામ છોડી નાખ્યો અને ગાડું જોડવા માટે બળદને દોર્યા. ;.

“હું પાસેના આણંદને વેડે તેડવા જાઉં છું—તું ગાડું જોડી ખળાવાડ આગળ ઉભો રહેજે ’

આમ કહેતો કહેતો મેરૂ ખેતરને શેઢે શેઢે આણંદના ખેતર તરફ જવા નીકળ્યો.

(૨)

મેરૂના જવા પછી ચેડો ધોરીયામાં હાથ ગોઠવતો ટગ કરીને છોકરો જુવાન ઉભો થયો. ત ધીમે પગલે દેવો ગાડું જોડતો હતો ત્યાં આવી ઉભો રહ્યો.

“ક્યાં રે’વું ?”

“રે’વું તો કહાળમાં પણ તમારે ત્યાં તો સે’નો ખૂબ જુલમ લાગે છે.”

“વાત પૂછોમાં ભાઇ, આ મેરૂ હવાલદારે તો ખેડુતોને હાલહવાલ કરી મુક્યા છે.”

“તે એના ઉપરી કોઇ માલક છે કે નહિ !

“ઉપરી પણ મારેલા હેઠ ઉપરથી નીચે સુધી સડી ગયું છે એટલે કોઇ કોઇને કંઇ કહે તેમ નથી” દેવાએ ચારે

તરફ નજર ફેરવી ધીમેથી કહ્યું.

"ત્યારે દરબારને જઈને કહો તો ?"

"દરબાર અહિંથી દશ ગાઉ દૂર અમલપુરમાં રહે છે. એટલે કામ ધંધો છોડી ત્યાં અમ્હારાથી કેમ પહોંચાય ?"

"આમ રોજનું દુઃખ ખમો એના કરતાં એકાદ વખત દરબાર પાસે જાઓ તો રોજનું સુખ થઇ જાય ના ?"

'ભાઇ રહેવા દીયોને એ વાત ! દરબાર પાસે જઇએ અને જો આ કાળમુખાને ખબર પડે તો અમ્હારે રોજનો ત્રાસ વધો પડે. પાણીમાં રહેવું અને મગર સાથે વેર કરવું એના જેવા એ ઘાટ છે.'

'દરબાર અહિં આવે ત્યારે એને મળો તો ?'

'પણ અમ્હારાથી દરબારને શું કહેવાય !'

"જે વાત છે એ સાચે સાચી કહી દેવી......'

"અને પછી દરબાર જાય એટલે આ લોકો વેર વાળે એનું શું ?"

આ વખતે દેવો ગાડું જોડી મેરૂની વાટ જોતો ખેતરમાં ઉભો.

'મ્હને ત્હમારી સાથે વેઠમા લેશો' !

"ના રે ભાઇ ત્હમને એ દુઃખમાં નંખાય ?"

"મ્હારે તમારા ગામની વેઠ જોવી છે. અમ્હારા દેશમાં નો વેઠ એટલે પ્રેમથી રાજાનું કામ અમ્હે કરી આપીએ છીએ પણ અહિં કંઇ જુદું જણાય છે. મ્હારી ઈચ્છા છે કે એ અનુભવ પણ લેવા."

"તો હાલો આજેજ અનુભવ લો."

"પણ એક કામ ત્હમે કરજો ત્હમને કોઇ કંઇ પુછે તો કેજો કે મ્હારો માણસ છે"

"ત્હમારૂ નામ શુ ?"

"મ્હારૂ નામ અજો"

અજો અને દેવો બને મેરૂની વાટ જોઇને ઉભા ઉભા વાતો કરે છે તેટલામા મેરૂ ભભડતો ભભડતો આવ્યો

"મારા, ખેડુત ફાટી ગયા છે વેરે આવવું પડે છે એ વસમુ લાગે છે"

'કાં આણંદો આવેછ ના ?" દેવાએ પૂછ્યુ

"એના માથામા રાઇ ભરાણી છે એને હુ હવે જોઇ લઇશ દેવા આણંદની મોડીનું નામ શુ ?'

'જીવી'

'ચાલ ત્હારૂ ગાડુ કણબીવાડ તરફ હંક આણંદ પણ જુએ કે મેરૂની શી તાકાત છે"

ગાડુ ખેતરમાંથી ગામ તરફ ચાલ્યુ

મેરૂ ગુસ્સામાં ને ગુસ્સામાં કંઇ ન જોઇ શક્યો ને અજાને એની સાથે ગાડામા બેઠેલો જોયો અને કંઇ વિચાર આવ્યો નહિ થોડે દુર ગયા પછી એણે દેવાને પૂછ્યુ

'આ જુવાન કોણ છે ?"

'એ મ્હારો માણસ છે ભગવાનનો સારા કામ લાગશે એમ ધારી સાથે લીધો છે'

મેરૂએ પોતાની ધૂનમા એ વિષયમા કંઇ તપાસ કરી નહિ

(૩)

"જીવલી ! બહાર નીકળ ઘરમાંથી ?' મેરૂએ આણંદના ઘર આગળ જઇને અવાજ કર્યો

'કોણ છે ?' ઘરમાંથી છાશ ફેરવતાં ફેરવતાં જીવીએ પૂછ્યું.

'છે ત્હારો બાપ-બહાર નીકળને ?' મેરૂ ફંટાળ્યો હોય તેમ બરાડી ઉઠયો.

'કાં શું છે?' પોતાના ઓઢણાનો છેડો સરખો કરતી કરતી જીવી બહાર આવી.

"ત્હારી આજ વેઠ છે. બીજું શું ?'

'વેઠ હોય તો આણંદભાઇને મળો.'

'ત્હારે આવવું પડશે-સ્હમજી ?'

'વેઠમાં ભાઇડાઓ આવે છે તે આવશે.' જીવીએ રોકડું પરખાવ્યું.

'બાઇડીઓએ પણ આવવું પડશે. એ તો અમ્હારી મરજી ઉપર છે કે બાઇડીઉં આવે કે ભાયડાઓ !'

'એ તો આટલાં વરસમાં આજ સાંભળ્યું.'

'આજ સાંભળ્યું તો ભલે સાંભળ્યું; તું આવછ કે ચોટલો પકડીને ઘસડું ?'

"મોં સંભાળી બોલ-ચોટલો પકડીને ઘસડનારા તો મરી ગયા, મરી. !"

"જીવી તું કેની સાથે વાત કરછ તેની ખબર છે ? જીભ ખેંચી કાઢીશ, જીભ"

આ રકઝકમાં આખો કણબીપા ભેળો થઇ ગયો.

વૃદ્ધ કણબીઓએ મેરૂને ઠંડો પાડવા પ્રયત્ન કર્યો.

'હવાલદાર ! તું આણંદને જઇને કહે કે વેઠે આવે. આ તો બીચારૂં બાઇ માણસ છે.'

'એ બાઇ માણસનું અભિમાન મ્હારે ઉતારવું છે. એનો આટલો પકડી મ્હારા ઘરનું વાસીદું વળાવું ત્યારેજ મને ટાઢક વળે.'

'હવાલદાર ! મોટું પેટ રાખો, મોટું. એ તો છોકરું છે. ત્હમારે એના બોલવા સામું ન જોવું જોઇએ. બીજા કણબીએ મેરૂને સ્હમજાવ્યો.

મેરૂ બબડતો બબડતો ત્યાંથી દેવાનું ગાડું લઇને ચાલ્યો. રસ્તામાં તેને કંઇ યાદ આવ્યું એટલે ગાડેથી પોતે ઉતરી ગયો.

"દેવા! તું અને આ ત્હારો માણસ નદીમાંથી રેતીનું ગાડું ભરી મ્હારા ફળીયામાં નાખી આવો."

"મગબાફણાં લાવવાનાં એનું શું?"

"એ પછી થઇ રહેશે. તું રેતીનું ગાડું ભરી આવ જા."

દેવો નદીએ જઇ રેતીનું ગાડું ભરી મેરૂની ડેલીએ ગયો. દેવાના માણસ તરીકે આવેલો અર્જુન તો આ બધું જોઇ થંભી ગયો.

દેવો અને અર્જુન રેતી સારતા હતા એટલામાં મેરૂ આવ્યો.

"દેવા! આ ત્હારા માણસને મારી સાથે મોકલ. ઝવેરચંદને ત્યાંથી ગાદલાં લાવવા છે."

તુરત મેરૂ સાથે અર્જુન ગાદલાં ઉપાડવા ગયો.

"ઝવેરીયા! એ ઝવેરીયા!," ડેલી બ્હાર ઉભા રહી મેરૂએ હાક મારી.

'કોણ છે?"

"એ તો હું મેરૂ."

તુરત ડેલીનું બારણું ઉઘડયું.

"કેમ"

"દરબાર કાલે આવવાના છે એને માટે ગાદલાં જોઇએ છે."

. "ગાદલાં કેટલાંક ભેળાં કરશો ? આખા ગામના તો ઉઘરાવ્યાં ?"

"દરબાર આવે છે એટલે ગાદલાં તો જોઇએ ના !"

"પણ ગાદલાંનો ગંજ કરીને શું કરશો !"

"ત્હારે શું પંચાત ? મુંગો મુંગો ગાદલું કાઢી આપને."

"ત્હમારા લોકોનો તો ત્રાસ છે ત્રાસ !"

"એ અમે તો ઘણુાય સારા છીએ. બીજા ગામમાં જાઓ તો ખરા એટલે ખબર પડે કે હવાલદાર એટલે શું ?"

તુરત ઝવેરીયાએ બબડતાં ગાદલું કાઢી આપ્યું.

"ગાદલું કયાં લઇ જવું છે ? દરબાર કયાં ઉતરવાના છે ?" અજાએ મેરૂને પૂછ્યું.

"તું તારે મ્હારે ઘેર લઈ જા. આ ગાદલું તો મેરૂ દરબાર માટે છે."

(૪)

ખેડધરના ધણીની સ્વારી ગામમાં આવી પહોંચી. ખેડધર અમલપુર રાજ્યનું ગામ હતું. દરબાર ગાદીએ આવ્યા પછી પહેલીજવાર ગામડાંઓમાં ફરવા નિકળ્યા હતા.

ખેડુતોએ, વસવાયાઓએ અને વ્યાપારીઓએ પોતાના ગામધણીને દિલનો આવકાર આપ્યો. દરબારને ઉતારે પહેલાં વ્યાપારીઓનું મહાજન ગયું, ત્યાર પછી ખેડુતો આવ્યા. હવે ખેડુતો સાથે દરબારની સલામીએ ગયો. એ તો દરબારને જોઇને આભો થઇ ગયો.

"આ તો હાયે મ્હારી સાથે રૈતીના સુંડલા ,સારતો .હતો એ અજા જેવો લાગે છે." એમ મનમાં ને મનમાં તે લવ્યો, છતાં એની એ વિષયમાં કોઇને કહેવાની હિમ્મત ચાલી નહિ.

"કેમ ત્હમારે કંઇ કહેવું છે ?" ગામના પટેલીઆઓ તરફ ફરીને ખેડધરના ધણી અજીતસિંહે પૂછ્યું.

"ના માબાપ, અમ્હે તો આપના પ્રતાપથી સુખી છીએ."

"અમલદારો સાથે તો બધાને ઠીક છે ના ?"

"બહુ સારા અમલદારો છે, બાપુ !"

"વેઠ બેઠનું કેવુંક દુઃખ છે ?" અજીતસિંહે દેવા તરફ ઝીણી નજરે જોયું.

"જરાય દુઃખ નથી, બાપુ ! આપ આવો ત્યારે અમ્હારે વેઠ તો કરવીજ જોઇએ ના !"

"ના એમ નહિ. વેઠ એટલે તુમે ખેડુતો ત્હમારા રાજા તરફના પ્યાર અને માનને ખાતર એને બધી સગવડ કરી આપો એ ખરૂં; પણ એ વિષયમાં ત્હમારા તરફ કોઇ જોર જુલમ તો ન જ કરી શકે."

'બાપુ ! આપના રાજ્યમાં જોર જુલમ છે જ નહિ."

"સાચે સાચું કહો છો ?"

"બાપુ આપ આગળ અમ્હે ખોટું શું કરવા બોલીએ !"

"ત્હમારો હવાલદાર ઠીક છે ના ?"

"હા, બાપુ, બહુ સારો માણસ છે."

અજીતસિંહને આ સાંભળી ખુબ દુઃખ થયું. પોતાની પ્રજા આવી ભીરૂ ને કાયર છે એની એને આજે ખબર પડી.

"પટેલ ! સાચે સાચું કહો છો ના ? દરબારે ફરી ભાર દઇને ખેડુતોના મુખીને એનો એ પ્રશ્ન ફરીથી કર્યો.

આ વખતે ખેડુતો એક બીજા તરફ જોવા લાગ્યા, પણ કોઇમાં સાચી વાત કહેવાની હિમ્મત ન્હોતી.

અજીતસિંહને આથી ખાત્રી થઇ કે ખેડધરનો પોતે દરબાર નથી પણ મેરૂજ દરબાર છે. તે મનમાં ને મનમાં હસ્યો.

'કેમ દેવા ! તું શું કહે છે ? આ ગામમાં હવાલદારનું કંઇ દુ:ખ છે કે નહિ ?'

દેવાને હવે બરાબર ખાત્રી થઇ ગઇ હતી કે કાલે પોતાની સાથે વેઠ કરવા દરબાર પોતેજ વેશપાલટો કરીને આવ્યા હતા. એ જવાબમાં માત્ર હસ્યો.

" કેમ કંઇ બોલતો નથી ? "

" બાપુ, મારી સાથે આપેય રેતીના સુંડલા સાર્યા છે એટલે હવાલદાર કેવા છે એ જેટલું હું જાણું છું એટલું આપ પણ જાણો છો. "

" દેવા ! ઉઠ—જા આણંદની બ્હેન જીવીને અહિં તેડી આવ. "

દરબાર અને દેવા વચ્ચેની વાત ખેડુતો કંઇ સ્હમજી શક્યા નહિ.

થોડીવારમાં દેવો જીવીને તેડીને આવ્યો.

" બહાર કોણ છે ? "

" જી હાજર " એક પસાયતાએ દરબારને નમન કર્યું.

" હવાલદારને બોલાવ "

તુરત મેરૂ દરબાર સમક્ષ નમન કરી ઉભો રહ્યો. શરૂઆતમાં તો એને કંઇ સ્હમજાયું નહિ પણ જીવીને જોઇ એના દિલમાં ફાસ્કો પડ્યો.

" હવાલદાર ! કાંઈ ત્હેં મારે માટે શું એકઠું કર્યું છે?"
દરબાર મૂછમાં હસ્યા.

" બાપુ ! આપને જોઇતી બધી તઇયારી કરી રાખી છે. " મેરૂએ હાથ જોડયા.

" કેટલા માણસોને વેઠે પકડયાં હતાં ?" દરબારની આંખો ચમકી.

" એકાદ—બેને "

" સાચું કહે છે ? એક તો હું પોતે હતો. ત્હારે ઘેર રેતી તો મ્હેં પાથરી છે."

મેરૂ આ સાંભળી કાળો શાહીવર્ણો થઈ ગયો.

" એક વખત આ ખેડુતની દિકરીની માફી માગ. એનો ચોટલો ત્હારે પકડવો હતો તો હવે એના પગમાં ત્હારી પાઘડી નાખ્ય. "

મેરૂનો અરધો જીવ ઉડી ગયો હતો. તેને તમ્મર આવવા મંડયાં.

" હવાલદાર—એ બ્હેનની માફી માગ. એક રાજાનો અમલદાર પ્રજાને રાજાને નામે કનડે તો રાજા પણ એ પાપનો ભાગીદાર છે."

મેરૂએ દરબારના કહ્યા પ્રમાણે ધ્રુજતાં ધ્રુજતાં કર્યું.

" બ્હેન ! આ પાપીએ ગઇ કાલે ત્હારૂં અપમાન કર્યું છે એ માટે હું રાજા તરીકે ત્હારી માફી માગું છું અને આજથી આ રાજ્યમાંથી આ વેઠ કાઢી નાખું છું."

જીવી આ સાંભળી રડી પડી. ત્હેણે દરબારના ચરણમાં પોતાનો છેડો પાથર્યો.

આખા ખેડધરમાં વાયુવેગે ખબર પડી ગયા કે દરબાર ગઇ કાલે ખેડુના વેશમાં દેવાને ખેતરે આવ્યા હતા અને પોતે મેરૂને ઘેર વેડે ગયા હતા. મેરૂને રાજ્યની હદપાર કર્યો અને અમલપુરના રાજ્યમાંથી વેઠ બંધ થઇ. દરબારે હજારો ખેડુતોના આશિર્વાદ મેળવી પચાસ વરસ સુધી દરબારપદું ભોગવ્યું.



# સાથી.

**વેજપુરની** સીમમાં લગ્નોત્સવ હોય તેમ માણસોનાં ટોળાં ઉભરાતાં હતાં. આ વર્ષે વેજપુરમાં પચીસ વાડ ફરતા હતા. ચીચુડાના અવાજથી ચારે દિશા ગાજી રહી હતી.

શેરડીનો વાડ ફરે એટલે ગામડાંઓમાંથી ઓળખીનાં પાળખીતાં તેમજ બ્રાહ્મણ, ભોપ, ફકીર અને બીજા માગણો રોજ વાડે આવેજ. ચોવીસે કલાક શેરડી પીલાય, રસની કડા ચડે, ગોળ થાળામાં ઘુંટાય, ત્યાંથી કુંડી ભરાય અને તેનાં માટલાં ભરાય એમ દિવસ અને રાત ધમાલ ચાલ્યાજ કરે.

આ વખતના બધા વાડમાં કરસન કરકરનો વાડ વખણાતો હતો. એના વાડનો સાંઠો રસથી ભરેલો અને ગોળ પણ નામી થાય છે એમ આખાય વેજપુરમાં વાતો થતી હતી.

કરસન કરકર વેજપુરનો મોટો ખેડુત ગણાતો. તેને ત્યાં ચાર સાથી હતા. ખેડના કામમાં કરકરની ઝીણવટ વખણાતી. આ વખતના વાડમાં કરસનની શેરડી સહુ જોવા આવતા.

દિવસ આથમવાની તૈયારીમાં હતો. સાથીઓના પેટમાં હવે ભુખ લાગી હતી. ગામના રસ્તા તરફ શેરડી વાઢતા વાઢતા સહુ ઘડીએ ઘડીએ જોતા હતા.

અરજણ આ વખતે અખેડામાં હતો. ચીચુડો ફરતો હતો તેમ અરજણનું માથું પણ ફરતું હતું. આજ હજી ભાત કેમ ન આવ્યું એમ એ પણ મનમાંને મનમાં વિચારે છે એટલામાં તો મધુર લ્હેકાથી ગવાતા ગીતના સૂર સંભળાયા.

છરે અખેડાની ધારે ધોળાં ધણ ચરે,
છરે ધણ ચારે કનૈયો ગોવાળ—
અખેડો સોહામણો.
છરે અખેડામાં ફરેયા ભાઇનાં રાજ,
અખેડો સોહામણો.
છરે અખેડામાં ફરમનભાઇના રાજ,
અખેડો સોહામણો.

ગીત સાંભળતાજ અરજણમાં નવું જીવન આવ્યું.

ભાતના સુંડા માથાપર લઇ ફરસનની ચારે દીકરીઓ અખેડામાં દાખલ થઇ.

"કાં અરજણ! ભૂખ બહુ લાગી છે?" ફરમનની ન્હાની દીકરીએ કટાક્ષ કર્યો.

"રૂડી! ભુખ તો નસીબદાર હોય એને લાગે" અરજણ ધીમું ધીમું હસ્યો.

"એ તો મ્હારા હાથના રોટલા છે એટલેજ એટલી ભુખ લાગે!"

"ના. ના. અહિં આખો દિવસ કામ કરીએ છીએ એટલેજ એવી ભુખ લાગે. બાકી રોટલા ગમે તેના ઘડેલા હોય તેથી શું?"

સહુએ ભાત છોડયું. જુવારના રોટલા અને તાજો ગોળ ખાતાં ખાતાં અરજણે રૂડી તરફ ફરી રોટલાનું એક બટકું દેખાડયું.

"રૂડી આ રોટલો ત્હમારા હાથનો હશે?"

"કેમ?"

"જોને આખોને આખો રોટલો બળી ગયો છે. ત્હારૂં ધ્યાન રોટલો કરતાં કરતાં કયાં હતું?"

રૂડી જવાબમાં હસી અને મનમાં ને મનમાં કંઈ લવી

(૨)

ગોળની કડા હમણાંજ ઉતરી હતી. હાથમાં શેરડીના છોતા લઈ ગોળ ખાવા માટે સહુ થાળા તરફ તાકીને બેઠાં. બ્રાહ્મણ, વાણીયા, વાણંદ, સોની, લુહાર સહુએ ગરમ ગરમ ગોળમાં છોતા બોળી ગોળની છારી ચાટવી શરૂ કરી ગોળના થાળાપર જાતિભેદ નથી. ત્યાં ઉંચામાં ઉંચા વર્ણનો માણસ એક થાળે ગોળ ખાઇ શકે છે. આજે થાળાપર વેજપુરનો એક રાજપુત પણ હતો રાજપૂતને અરજણ ઓળખતો હતો.

"કાં દરબાર! ગોળ બરાબર ખાજો હો!" અરજણે અખેડામાંથી થાળા પાસે આવતાં આવતાં ટકોર કરી

"ગોળ તો ખાવોજ જોઇએને! અમ્હે તો રાજપૂત એટલે અમ્હારાં તો ગોળ ઘીનાંજ હાડ છે."

"પણ એ ગોળ ઘીના હાડ હોય એથી શું?" અરજણ થાળા આગળ ઉભો રહ્યો.

"અરજણીયા વખત આવે એ ગોળ ઘીનાં હાડજ કામ આવે."

"એ જમાનો ગયો. આજતો ત્હમે પાવળું પાણી ભરીને પણ પી શકતા નથી.!" અરજણ હસ્યો.

"એ તો વખતે આવ્યે વાત."

"વખત શું? લ્યો આજેજ વખત છે. આ ગોળનાં પાટલાં એક એક હાથમાં એક એક લઇ લ્યો એટલે થયું."

"એમ ગોળનાં પાટલાં ઉપાડવાથી બહાદૂરી થોડી ગણાય છે?"

"કેમ નહિ? એ તો જેનાં કાંડામાં જોર હોય એ ઉપાડી શકે."

"ત્હારા કાંડામાં હમણાં હમણાં ગોળ ખાઇ ભારે જોર આવ્યું લાગે છે."

"જરૂર."

"ત્યારે તું જ માડીનો દીકરો હો તો બે પાટલા ઉપાડી લેને?"

"એ પણ ખરૂં. બોલો! હું ઉપાડી લઉં તો શું આપો?"

આમ દરબાર અને અરજણ હુજ્જતે ચડયા. ત્યાં વૃદ્ધ કરસન ત્યાં આવ્યો.

"શું છે, દરબાર શું છે?"

"આ ત્હમારો સાથી મ્હારી સાથે હોડે ચડયો છે."

"એ તો એવોજ છે. ત્હમે ત્હમારે નિરાંતથી ગોળ ખાઓ ગોળ!" કરસને ટુંકે પતાવ્યું.

"ના. પટેલ! એમ ન કહો જો દરબાર એક એક હાથનાં એક પાટલું ગોળનું ઉપાડે તો ત્હમે કહો તે હું હારૂં અને જો હું ઉપાડી લઉં તો હું કહું તે ત્હમે આપો."

"ચાલ. કબુલ છે મ્હારે" કરસને પડકારો કર્યો.

"જો જો હું જીતીશ અને હું કહું તે ત્હમારે આપવું પડશે." અરજણે પટેલને ફરી ચેતવ્યો.

" કાંઇ ફીકર નહિ, લ્યો દરબાર હાલો ઉપાડો પાટલાં" કરસને રાજપૂત સ્હામે જોયું.

તુરત રાજપૂત થાળાપરથી ઉઠયો અને ત્રણે જણા ગળવાઇમાં ગોળનાં પાટલાં પડયાં હતાં ત્યાં ગયા. વાડે આવેલા બીજાપણ આ હરિફાઇ જોવા એકઠા થઇ ગયા. આખાય અખાડામાં આ વાતની ખબર પડી ગઇ. રૂડી શેરડીના સાંઠા લઇ ઘેર પાછી જતી હતી તે પણ આ સાંભળી ગળવાઇમાં આવી.

ગોળના પાટલાં ઉપાડવા માટે રાજપૂતે જોક બાંધી. પાટલું બે હાથે ઉપાડી જોયું એટલે રાજપૂતને કેટલી વીશે સો થાય છે એની ખબર પડી ગઇ અને હડેણે માથું ફફડાવ્યું.

" કરસન પટેલ ! અરજણ તો ગાંડો છે ગાંડો. એક એક હાથમાં કંઇ એક એક પાટલું ઉપડી શકે ? "

અરજણ ઉભો ઉભો હસતો હતો.

" દરબાર ! ખરી જાઓ, હમે ઉપાડયાં, ઉપાડયાં ! "

" બે હાથે એક પાટલું ઉપાડી લઉં ? " દરબારે અરજણ સ્હામે જોયુ

" આપણે તો એકજ વાત છે કે દરેક હાથમાં એક પાટલું ઉપાડવું "

' ત્યારે દરબારે તો ન ઉપાડ્યું હવે તું ઉપાડ . ' કરસને અરજણને સતેજ કર્યો.

" હુ તો ઉપાડવાનોજ છું. "

' મોઢેથી વાતું થાય વાતું. '—કરસન હસ્યો.

' ત્યારે જોઇ લ્યો ? '

આમ કહેતાં અરજણે એક બગલમાં એક અને બીજી બગલમાં બીજુ એમ બે ગોળના પાટલાં ઉપાડયાં અને બધાયની

અન્તયબી વચ્ચે આખાય ચીચુડાને ગોળનાં પાટલા સહિત ફરી આવ્યો.

(૬)

"અટાણે કયાંથી આવ્યો ?"

"ગામમાં ગોળનાં પાટલા વેપારીને ત્યાં પહોંચાડવા હતાં ત્યાં આવતાં પાણીની તરસ લાગી એટલે અહીં આવ્યો." ઘરને: ઉંબરે બેસીને ભરત ભરતી રૂડી સ્હામે ઓસરીમાં ખાટલો ઢાળેલો પડેલો હતો તેના ઉપર અરજણ બેઠો.

"પાણી બાણી નહિ મળે." રૂડી ભરત ભરતાં ભરતાં હસી.

"તો આ ચાલ્યો બીજું શું ? નદીયે પાણી પી લઇશ."

"એમ થાય!" રૂડીએ લ્હેકથી કહ્યું.

"બીજું શું નદી થોડી ના પાડવાની છે?"

રૂડી દાંતે દાંતે ભરતનો દોરો તોડતી ઉઠી.

"ઘરમાંથી બધાંય કયાં ગયાં?" અરજણે આસપાસ જોઇ પ્રશ્ન કર્યો.

"બધાંય નદીયે લુગડાં ધોવા ગયાં છે. હું અહીં ઘર સાચવતી બેઠી છું." રૂડીએ પાણીનો કળશો અરજણના હાથમાં મૂક્યો.

"કંઇ એક કળશે થોડું પાણી પૂરું થાય તેમ છે?" અરજણે કળશો ખલાસ કરી નાખ્યો.

"ત્હારાથી તો બધાંય હારી જાય. કાલે પેલા દરબારનેય ત્હેં હરાવ્યો. હા. હા પણ પછી ત્હેં કરસનભાઇ પાસેથી શું માગ્યું ?"

રૂડીએ બીજો કળશો પાણીનો ભરી અરજણના હાથમા આપ્યો.

"હજુ મ્હેં કંઇ માગ્યું નથી" એમ કહેતાં હેમેન્દ્રે પાણીનો બીજો કળશો પૂરો કર્યો

"કેમ લાવું!"

"ના, ના હવે વધારે તકલીફ ત્હને અપાય ?"

"પીવું હોય તો ભરી આવું ? માનમાં રહીશ તો પરનાઇશ"

"રૂઠી ત્હારી ઇચ્છા છે તો પા લાવ ત્રીજે કળશો"

રૂઠીએ પાણી ભરીને આપ્યું

"હવે એમ ત્હને હું એક વાત પૂછવા માગું છું."

"શું ?"

"કરસન પટેલ પાસે હું શું માગું ? તું કહે તે માગું"

"એમાં મ્હને શું કરવા પૂછે છ ?"

"રૂઠી ! જો મ્હારે મા બાપ, બ્હેન ભાઇ કોઇ નથી જે છે તે એક તું છો

"હું છું એટલે ?" રૂઠીએ ભવાં ચડાવ્યાં પણ એની આંખમાં ઉંડી ઉંડી મીઠાશ દેખાતી હતી

"મસારમ માણસને દિલ બોલવાના ઠામ ઠેકાણા છે એટલે કે પોતાનું દિલનું માણસ કોઇકજ મળે છે"

"એટલે હું ત્હારા દિલનું માણસ કેમ ?" કેપ ! હેતી હોય તેવો રૂઠીએ ડોળ કર્યો

"તું કહે તો હું દિલનું માણસ કહું અને તું ના કહે તો થોડી ત્હારા ઉપર મ્હારી બળજબરી છે ?"

"અરજણ અરજણ ત્હારે માગવું હોય તે માગ" રૂઠીનો અવાજ ફર્યો

"શું માગું રૂડી? મ્હને તો કંઇ સમજ પડતી નથી."

"એક વરસનો મસારો માગ બીજું શું?" રૂડી ખડખડાટ હસી પડી.

"એવો ભિખારી અરજણ નથી." અરજણે છાતી ઉંચી કરી.

"ત્યારે બીજુ શું માગીશ?"

"માગવું તો એવું માગવું કે જે ખરેખરૂં માગ્યું કહેવાય."

"ત્યારે સો પાટલાં ગોળનાં માગી લે." રૂડીએ વાંકી આંખે અરજણ તરફ જોયું.

"ગોળ તો નહિ પણ ગોળથી પણ જગતમાં જે ગળ્યું હોય તે મ્હારે માગવું છે."

"તો કહી દે?"

"મ્હારે તો તું કહે તે માગવુ છે. બોલ રૂડી તું માર કે જીવાડ!" રૂડી સ્હામે અરજણે મીટ માંડી

"હું મ્હારૂં કે જીવાડુ એટલે શું? હુ ત્હને મારનાર કે જીવાડનાર કોણ?"

"તું મ્હારે બધુંય છો." અરજણે ફરી તેની સ્હામું જોયું.

"તો હુ કહું તેમ કરીશ:"

"જરૂર તું કહે તો મરૂં."

"હું કહુ તો મરી પણ જા એમ?" રૂડીએ આંખો ઉંચી કરી.

"હા. તું કહે તો મ્હારા પ્રાણનો ત્યાગ પણ કરૂં."

"ત્યારે ત્હારે ફુરસનભાઇ પાસેથી શું માગવું તે માટે આજ સ્હાંજે ભાત લઇને આવીશ ત્યારે કહીશ."

"હમણા કહી નાખને ?"

"હવે ત્હારાથી ફરાય તેમ નથી, હુ કહુ તેમ ત્હારે કરવાનુ છે"

"રૂડી  રૂડી  " બોલતા બોલતા અરજણે નિસાસો નાખ્યો

"કેમ નિસાસા નાખે છે"

"નમાયો, નબાપો, નભાયો માણસ છુ હવે તો તુ" આમ અધુરૂ વાક્ય રાખી અરજણ ઉઠયો

રૂડીએ હિરવીટણુ વીંટતા વીંટતા ઉઠતા અરજણ સ્હામે એક દષ્ટિ ફેંકી

(૪)

અરજણ ખેતરે આવ્યો પણ આજ એને કોઇપણ પ્રકારે ચેન ન્હોતુ એની નજર આગળ તો ભરત ભરેલો એ ઘાઘરો, એ કસુંબલ ઓઢણુ, એ આભલાથી ચકચકતુ કાપડુ, એ ગૌરવર્ણ, એ પાતળુ લાબુ શરીર અને એ તોફાન ભરેલી મીઠી આંખો શેરડીને સાંઠે સાંઠે દેખાઇ

'કા કરસન પટેલ પાસે શુ માગ્યુ ?' બીજા એક દાડીયાએ અરજણને શેરડી વાઢતા વાઢતા પૂછ્યુ

હજી કઇ માગ્યુ નથી અરજણે ટુંકેથી પતાવ્યુ

'પણ દર સારને તઉં ઠીક ઠરાવ્યો હો !'

અરજણે કઇ જવાબ આપ્યો નહિ

અરજણ અખોડામા ગયો ત્યા માંગી પર બેઠેલ છોકરાએ તેને પુછ્યુ

"કા ! કરસનબાપા પાસેથી શુ માગ્યુ ?"

અરજણે ચીસુડાના અવાજમાં કંઇ જવાબ આપ્યો નહિ. એને તો આજે ક્યાંય ચેન પડતું ન્હોતું.

પોતાની જાતના, મહેનતુ, મજબુત અને ન્હાનપણથી પોતાને ત્યાં ઉછરેલા અરજણ તરફ કરસનને પહેલેથીજ પક્ષપાત હતો. અરજણને ત્હેણે પોતાનો ઘરનો માણસ હોય તેવી રીતે રાખ્યો હતો.

"કેમ અરજણીયા! કરસન પટેલ પાસેથી કંઇ માગ્યું ? બીજા એક મ્હોટી ઉમરના સાથીએ અરજણને જોતાંવેંત પ્રશ્ન કર્યો.

આ બધા પ્રશ્નોથી અરજણ કંટાળ્યો. સ્હાંજ પડે અને રૂડી આવે એટલે એ પ્રશ્નનો નિકાલ કરી નાખવા તે આતુર હતો. ત્હેને લાગ્યું કે ત્હેણે એક ભૂલ કરી. રૂડીને ગામમાં મળ્યો ત્યારેજ એ બધું ચોકસ કરી લીધું હોત તો ઠીક થાત. તે ઘડી ઘડી આકાશ તરફ જોતો હતો. સૂરજ નમતો જતો હતો એટલે હવે થોડીવારમાં સ્હાંજ પડશે એ આશાએ ને આશાએ ઘડીક અખેડામાં તો ઘડીક વાડામાં, ઘડીક જાંગી પાસે તો ઘડીક દાડીયાઓ વચ્ચે એમ ચારે તરફ તે ભમતો હતો.

"અરજણીયા અહીં આવ, અહીં આવ, આ કડા તૈયાર થવા આવી છે તો હાથ દેવા લાગ." કરસન કરકરીયે અરજણને ફરતો જોઇ હાંક મારી.

તુરત અરજણ ચુલ પાસે આવ્યો. ધુનમાં ને ધુનમાં કડા ઉતારવા ત્હેણે હાથ દીધો. પણ તેની નજર, તેના કાન, તેની બુધ્ધિ સઘળું ગામ તરફ હતું એટલામાં દૂરથી ગીતના ઝંકાર પડયાઃ

છરે અખેડાની ધારે ધોળાં ધણ ચરે,
છરે ધણ ચારે કનૈયો ગોવાળ—
અખેડો સોહામણો.

ગીતનો તાલ લેવા ગયો એટલે અહીં કડા ઉતારતાં અરજણના હાથમાંથી ડાંડો છટકયો. કડા વાંકી વળી. જો કડા ઉંધી વળે તો તો બધાય દાઝી જાય પણ અરજણે પોતાનું મધળું જોર એકઠું કરી કડાને વાંકી વળતી અટકાવી છતાં અંદરથી ખદખદતો રસ તેના હાથ પગ અને શરીરના બીજા ભાગપર ઉડયો તેથી તે સખ્ત દાઝયો. તુરત આખા વાડમાંથી લોકો દોડી આવી એકઠાં થયા. અરજણ સખ્ત દાઝયો હતો. તેને પડદે નાખી ઝુંપડીમાં લઈ ગયા.

કરસન પટેલને અરજણ દાઝવાથી બહુ દુઃખ થયું. અરજણે જો દાડો મુકી દીધો હોત તો બીજા લોકો પણ આ રીતે સખ્ત દાઝત પણ તેણે હિમ્મતથી બીજાઓને બચાવી લીધા હતા.

આ વખતે રૂડી તેની બ્હેનો સહિત આવી પહોંચી; કરસન સખત દાઝયો છે એ સમાચાર સાંભળતા તેના પેટમાં ફાળ પડી. તે ભાતનો સુડલો એમને એમ વાડપડામાં મુકી અરજણને જે ઝુંપડીમાં પડદે નાંખ્યો હતો તે તરફ દોડી.

(૫)

“ અરજણ ! તે દિ મ્હારી ભૂલ થઇ કે મ્હેં સ્હાંજ ઉપર તે વાત મુલતવી રાખી. એ તો પ્રભુએ લાજ રાખી નહિ તો તું આમાંથી બચત નહિ અને મારે પણ ત્હારી સાથે મરવું પડત. ”

ખાટલે પડયો પડયો અરજણ હસ્યો.

“ મ્હારી સાથે ! એક સાથી સાથે ! ”

" હા તુ સાથી ખરો પણ મ્હારા જીવનનો પણ સાથી "

અરજણના હરખનો પાર ન રહ્યો તે ખાટલામાથી બેઠો થવા ગયો

' હ, હ, હ, ઉતાવળ કરીશ નહિ, હજી કાલ સુધી પાટા ન છુટે ત્યા સુધી સુતો રહે '

" પણ શુ તુ ખરેખર મ્હને ત્હારો સાથી માનછ ? "

' અરજણ આજ નહિ પણ ન્હાનપણથીજ હુ ત્હને મારો સાથી માનુ છું" રૂડીએ અરજણ તરફ સ્નેહભરી દ્રષ્ટિ ફેંકી

" ત્યારે હુ કરસન પટેન પાસે ત્હારી માગણી કરૂ ? "

" તુ કરે કે ન કરે પણ હુ તો ત્હારીજ છુ "

" રૂડી ! રૂડી ! હુ મરતો બચ્યો એ જોઇ મ્હને આનદ થાય છે "

" અને મ્હને પણ આનદ થાય છે કે મ્હે જે ભુન કરી હતી તેમા પ્રભુએ આખરે લાજ રાખી "

" ત્હે તો કઇ ભુન કરીજ નથી "

" તે દિવસે તુ ગામમા આવ્યો ત્યારે મ્હે ત્હને સ્હાજે કહીશ એ જવાબ આપેનો પણ એ સ્હાજેજ તુ દાઝયો અને મ્હને જ્યારે બાપાએ કહ્યુ કે અરજણ નહિ બચે ત્યારે તો હુ બહુ રડી મ્હને તે દિવસથીજ થયુ કે 'આજનો લ્હાનો લીજીયે રે કાલ કોણે દીઠી છે' 'અત્યારે થાય તે સ્હાજપર ન રાખવુ!' "

" એમાય કઇ પ્રભુનો સંકેત હશે, રૂડી!"

એટલામા ઝુપડી બહાર કોઇનો અવાજ સભળાયો

" કા કેમ છે અરજણ ? " કરસન પટેન ઝુપડીમા આવ્યો.

'. હવે તો તૈયાર થઇ ગયો છું. ત્હમે કહો તો ઓળનાં બે પાટલા આજ હાથમાં ઉપાડી લઉં."

.. કરસન પટેલ હસી પડયો. "અરજણ એક વખતનું હજી તોર હોણુ છે એ તો પતાવાએ પછી બીજી વખત હોડ કરીએ."

"ત્હમે આપો તે હું લેવા ખુશી છું."

"તુ કહે તે હું આપુ." કરમને રૂડી અને અરજણ બંને સ્હામું જોયું.

"હું તો ત્હમારો સાથી રહો મ્હારાથી કશું મોટે ત્હમારી પાસે કઇ મગાય?"

"ત્હને સાથીમાથી મ્હારે પટેલ બનાવવો છે."

"એ તો ત્હમારી મ્હારા ઉપર પહેલેથી માયા છે."

"બોલ શું આપુ?"

"ત્યારે આ રૂડી કહે તે મ્હને આપજો."

, + × +

પદર દિવસ પછી અરજણ તદ્દન સાજો થયો. આખા વેજપુરમા વાતો થઇ કે અરજણ સાથે રૂડીના લગ્ન થવાનાં છે. થયુ પણ તેમજ. વસતપચમીની રાત્રીએ રૂડીને અરજણના કરસન પટેલે ધામધુમથી લગ્ન કર્યાં.

"કેમ અરજણ હવે તો તું મ્હારો સાથી ખરોના ?"

" રૂડી ત્હારો તો હુ જુગ જુગ સાથી રહેવાનો છું.



# દાદુ દાતારાં.

ગરૂડ વડેરાં પંખીરાં.
ધ્રુ તારે તારાં;
મેરૂ વડેરાં ડુંગરાં,
દાદુ દાતારાં.

"ગઢવી! ગાડાનું પૈડું ખુંચી ગયું લાગે છે."

"ઓઝત નદિનો કાંઠો તો બહુ ચીકણો!" ઈસર બારોટ નદીને કાંઠે ઉભો ઉભો બોલ્યો.

ગાડાવાળાએ અને ઈસર બારોટે બળદને બહુ ડચકાર્યાં; બારોટે તો ગાડાનું પૈડું પણ ઉપાડ્યું છતાં ગાડું ત્યાંથી એક તસુ પણ ખસ્યું નહિ.

ઈસર બારોટ પરસેવે નાહી રહ્યો.

ઓઝત નદીનો કાંઠો એટલે સોરઠનો રળીઆમણો પ્રદેશ. બાલાગામને પાદર વાંકવળાંક લેતી આ નદી ગામની શોભામાં

વધારો કરે છે. બાલાગામ ઘેડ પ્રદેશમાં આવેલુ હોવાથી કાદવ ઘણો અને એ પણ ચીકણો કાદવ. ચોમાસામાં તો કાંઠાપર એટલો બધો કાંપ જામે કે જો ભૂલચૂકથી કોઈ પણ માણસ ત્યાં પગ મૂકે તો આખેને આખો કાદવમા ઉતરી જાય.

"ત્યારે હુ ગામમાંથી કોઇનો બળદ મળે તો લઇ આવું કારણ્ કે આ બળદોથી હવે ગાડુ કાંઠાપર ચડે તેમ નથી." ઇસર બારોટે કપાળ પરનો પરસેવો લૂ છતાં લૂછતાં ગાડાવાળાને કહ્યું.

"કોઇનો એક બળદ મળે તોપણુ આપણુ કામ થાય." ગાડાવાળાએ ઇસર બારોટના મતને ટેકો આપ્યો.

ઇસર બારોટ ગામમા દાખલ થયો રસ્તામાં દરેક માણસ આ નવા આવનારની સ્હામુ જોતુ હતુ. ઇસર બારોટ તો 'ચોરો' કયા છે એમ પૂછપાછ કરી ચોરા તરફ ચાલ્યો. એણે માન્યુ હતુ કે ગામના મુખી પટેલીઆઓ બધા ચોરે હશે ત્હેમને વાત કરીશ તો જરૂર કોઇ બળદ આપશે દ્વારકાથી નીકળી એ જ્યારે સોરઠની હદમા આવ્યો ત્યારથી એણે સોરઠનુ સ્નેહભીનુ સ્વાગત ચાખ્યુ હતુ આખાય કાઠિયાવાડમા સોરઠનુ સ્વાગત એટલે દિલનું સ્વાગત. સોરઠ જેવો રસાળ પ્રદેશ છે તેવા સોરઠના વતનીઓનાં દિલ પણુ રસાળ છે. ઇસર બારોટે રસ્તામા એ દિલની મ્હેમાનગીરીઓ ચાખી હતી.

ઇસર બારોટ ગામના ચોરા આગળ આવીને ઉભો. આ વખતે ચોરામા જુવાન દાયરો જામ્યો હતો. વૃદ્ધ પટેલીઆ ખેતરે ગયા હતા. ઇસર બારોટને જોઇ એક જુવાને પ્રશ્ન કર્યો.

" ગઢવી ! કયાં રે'વુ ? "

"રેવુ તો દૂર મારવાડમા પણ હમણા કાઠિયાવાડમા ફરૂ છુ."

"આમ કયા ગયા'તા ?"

"ગયો તો દ્વારકા અને આજે જાવુ છે પ્રભામપાટણ, પણ આ નદીમાં ગાડાનુ પૈડુ ખુચી ગયુ છે એટલે ત્હમારા ગામમા આવ્યો છુ."

"ઓઝતને કાંઠે ઘણુાય ગાડા ખુચી જાય છે" એક જુવાને નિરાતથી કહ્યુ."

"એ સાચી વાત. હવે ત્હમારા ગામમાથી થોડીવાર કોઇ એક બળદ લઇને આવે તો ગાડુ બ્હાર નીકળે"

ઈસિર બારોટનુ આ વાકય સાભળી સઘળા જુવાનો એક બીજા સ્હામુ જોવા લાગ્યા.

જુવાનોની આ સ્થિતિ જોઇ ઈસિર બારોટે પડકારો કર્યો

'કેમ આ જુવાન દાયરામા કોઇ દાતાર નથી કે એક ચારણનુ ગાડુ કાઢવા એક બળદ આપે ?!"

દાયરામાના એક ટીખળી જવાને બારોટના મેણાને મશ્કરીમા ઉતારવા કહ્યુ

"છે, છે અમ્હારા ગામમા એક હાદુ દાતાર વસે છે. એની બળદની જોડી બહુ સરસ છે અને ત્યા જાઓ એટલે એ જરૂર બળદ આપશે."

"એનુ ઘર કયા આવ્યુ ?"

"તરકવાડામા જાઓ અને પૂછો એટલે એનુ ઘર કોઇ બતાવશે."

ઇસર બારોટ તુરત દાદુનું ઘર પૂછતો આગળ ચાલ્યો. એના જવા પછી દાયરામાંના સર્વ જુવાનો હસ્યા.

(૨)

" ભાઈ! દાદુનું ઘર કયાં આવ્યું ?"

આગળ જઇ રસ્તામાં એક માણસને ઉભો રાખી ઇસર બારોટે પૂછ્યું:

દાદુનું નામ સાંભળી એ માણસ ગઢવી તરફ જોવા લાગ્યો.

" કેમ દાદુનું શું કામ છે. "

" એનો મ્હારે એક બળદ જોઇએ છે. મ્હેં સાંભળ્યું છે કે બાલાગામમાં દાતાર તો એક દાદુજ છે."

પેલો માણસ આ સાંભળી હસ્યો. તેને લાગ્યું કે ગઢવીની કોઇએ મશ્કરી કરી છે.

" કવિરાજ ! એ આમ શંકરની ડેરી છે તેની સ્હામે શેરી છે ત્યાંથી સીધા જાઓ. ત્યાં જઇને કોઇને પૂછશો એટલે દાદુનું ઘર બતાવશે."

ઇસરબારોટ બતાવેલ શેરી તરફ ચાલ્યો. પૂછતાં પૂછતાં એ એક પડેલા ખંડેર જેવા ઘર આગળ આવી ઉભો.

" અરે આટલામાં દાદુ રહે છે, દાદુ !" બારોટે અવાજ કર્યો. તુરત એ પડેલા ખંડેરમાંથી એક પુરૂષનો અવાજ આવ્યો.

" કોણ છે બાપુ ?"

" અરે દાદુ કયાં રહે છે ?"

ઘરની ઓસરીમાં સાંઠીયોનું ત્રાટું બાંધ્યું હતું તેમાંથી દાદુએ તુરત ડોકીયું કર્યું.

" કાં શું કામ છે ?"

" પણ દાદુ ક્યાં ?" ગઢવી હવે પૂછી પૂછીને અકળાયો હતો.

" હું જ દાદુ. પધારો પધારો " દાદુએ બહાર આવી ગઢવીને સત્કાર્યો.

પડેલું ખોરડું, ફાટેલાં લુગડાં, અને ઉજ્જડ ઘર એ સર્વ જોઇ ગઢવીને દાદુ તરફ ભાવ થયો-ઇસરબારોટ ગરીબીમાં પ્રભુતા માનનારા હતા.

" બાપ-દાદુ ! ચારણ ત્હારી મદદ માંગવા આવ્યો છે "

ગરીબ દાદુ જાતનો પસાણ હતો. પોઠીયો ચલાવી માંડ માંડ પેટને ભાડાપુરતું અનાજ આપતો હતો. દાદુની સ્થિતિ આવી હતી છતાં એનું દિલ શહેનશાહ જેવું હતું. ફકીર, સાધુ, બાવા જોગી અને જતિ તરફ એ ભાવથી જોનારો હતો.

" ચારણદેવ ! હું આપને માટે શું કરૂં ?" દાદુએ ઈસરબારોટનો મીઠાં વચનથી સત્કાર કર્યો.

" દાદુ ! ઓઝતમાં મ્હારૂં ગાડુ ખુંચી ગયુ છે. ગાડાના બળદોથી કાંઈ હવે ગાડું ચડે તેમ લાગતું નથી. માટે ગામમાં કોઇ એક બળદ આપે એ માટે આવ્યો ત્યાં દાયરાએ ત્હારૂં ઘર ચિંધ્યું એટલે અહીં આવ્યો છું."

" ધન્યભાગ્ય ને ધન્યઘડી આ ગરીબ દાદુને ઘેર આપ ક્યાંથી ? બળદ શું પણ કહો ે. દાદુ પોતે ધરમાં જોડાઇને ગાડું ખેંચી આપે પછી શું ? "

ઇસિર બારોટ દાદુની ગરીબ સ્થિતિ પ્રથમ દર્શને પારખી ગયો હતો પણ એના દિલની દિલાવરી જોઇ ત્હેને સંતોષ થયો.

દાદુ પામી ગયો કે ચોરામાં બેઠેલા કોઇ ટીખળીખોર જુવાને મશ્કરીમાં તેનું ઘર ચિંધ્યું છે ત્હેણે પોતાના ખડેરમાં બાંધેલ પોઠીયો છોડીને બહાર આણ્યો.

પોઠીયાને જોઇ ઇસિર બારોટને થયું કે આ પોઠીયો ગાડું ખેંચી શકે તેવો નથી. ચામડાંમાંથી હાડકાં ને પાંસળાં ગણાતા પોઠીયા તરફ ફરીને દાદુને બોલતો ઇસિરબારોટે સાંભળ્યો.

'ડાળિયા ! જે મેમાનુંને માન દેવાનો આપણો ધર્મ છે માટે આજે ચાલ આ મોઘા મેમાનનું ગાડું આપણે કાંઠે ચડાવી દઇએ "

દાદુના શબ્દોમા ભક્તિ, શ્રદ્ધા અને આશા ઇસિરબારોટે જોયા. ત્હેને આ પશુ તરફ પ્રેમભાવ પ્રકટયો

મળીયા મોટા મૂઢ,
કોઇ મન મોગર મળ્યો નહિ;
દલ રહિ હૈડામાંહ્ય,
દાઝ ન ભાગી દાદવા.

(૩)

ઓઝતને કાંઠે માણસો પણ એકઠાં થઇ ગયાં. દાદુનો મુડદાલ ડાળીઓ ખુતેલા ગાડાને કાંઠે લઇ આવશે એ વિચારે હાજર રહેનાર બધાય હસતા હતા.

દાદુએ તો ઇશ્વરપર શ્રદ્ધા રાખી ઇસિરબારોટના ગાડાનો એક બળદ છોડયો અને તેની જગ્યાએ ડાળિયાને જોડયો. જે પૈડું ખુંચી ગયું હતુ તેનું ચાક પોતાના હાથમાં લીધું અને ડાળીઆને ડચકાર્યો. ગાડાવાળાએ બળદ હાંકયા.

હાજર રહેલાઓએ પણ તમાસાની ખાતર રીડ કરી. બળદને જોર આવ્યું અને મુડદાલ જેવા દેખાતા ડોળિયાએ પડતાં પડતાં પણ ગાડાને કાંઠે ચડાવી દીધું.

ગાડું ગૂડ ગળેલ,
ચારણનું ચાલ્યું નહિ
કાઢ્યું કાંધ ધરેલ,
ડચકારે તેં દાદવા.

" શાબાશ, દાદુ શાબાશ ! " ઇસરે બારોટ ગાડું નીકળવાથી ખુશી થઇ ગયા.

" કાંઇ કરૂં વખાણ,
ડોળિડા તુજ દેશમાં;
જાણે નભનો ભાણ.
ભૂપર ભાળ્યો દાદવા.

ડોળિડાની પીઠ થાબડી ઈસર બારોટે તેના સ્હામું હેતેથી જોયું.

" લ્યો દાદુ પઠાણ ! હું હવે જઇશ " ત્હમારો ગુણ તો કોઇ દિવસ નહિ ભુલું. ઈસર બારોટે દાદુની રજા લીધી.

" ના. ના એમ જવાય ? અમ્હારે ઘેર ત્હમે કયાંથી ? જમ્યા વિના ત્હમને જવા નજ દઉં. "

" બાપ દાદુ ! પઠાણની જાત ત્હેં આજ ઉજાળી છે. ત્હેં મ્હારી ઘણીય સેવા કરી છે."

કરણ દેતો દાન,
લોભીને લાખું ગણ્યું;
તે દિ તું ધમણ પઠાણ,
દેશમાં નો'તો દાદવા !

ત્હેં તો આજે જમાડવાથી પણ વિશેષ દિલનાં દાન દીધાં છે. ”

“ નહિ કવિરાજ ! ત્હમે જો જમ્યા વગર જાઓ તો તો હુ અને ડોળિયો ગાડાની આડા સુઇએ આડા ”

દાદુ બાપ ! મ્હારે જાત્રા જલ્દી કરી પાછું જામનગર પહોચવું છે એટલે હુ રોકાઇશ નહિ. ત્હારી સાથે તો હવે મ્હારે સાચી દોસ્તી થઇ ગઈ છે.

મળિયો તાસે મેળ,
મન દુજે મળે નહિ,
ભળિયો સાકર ભેળ,
દુધ એ પાણી દાદવા

જમવાથી શુ વિશેષ છે ?”

“ એક વાતની હજાર વાત છે કવિરાજ ! દાદુને ત્યા જુવાર બાજરાનો રોટલો લીધા વિના જવાય નહિ. હુ જો રોટલા ખવરાવ્યા વિના ત્હમને જવા દઉ તો આખું બાબાગામ લાજે બાપા !

લાખુ દેતા દામ,
ચિતોડ ચિત્ત ચળ્યુ નહિ,
બાખુ બાબાગામ,
દાણો પાણી દાદવા

‘દાદુ ! ચિતોડના દરબારમા પણ મ્હારૂ દિલ માન્યુ નહિ પણ ત્હારા દિલના એક એક વચન સામની એ લાખો રૂપિયા આપનારા ચિતોડ કરતા બાબાગામ મ્હને ગમે છે. ત્હારી ઇચ્છા છે તો ભલે હુ જમીને જઇશ પણ મ્હને વધારે વખત રોકીશમા એટલુ માગી લઉ છુ.”

દાદુને તો આજ પોતાને આંગણે સોનાનો સૂરજ ઉગ્યો હોય તેમ લાગ્યુ. ગઢવીનુ ગાડુ દાદુના ફળીયામાં આવી છૂટયું.

આખાય બાલાગમમાં વાતો થવા લાગી કે ઘરમાં સ્હવારનું છે તો સ્હાંજનુ નથી અને સ્હાજનુ છે તો સ્હવારનુ નથી એ દાદુ આ ચારણની મ્હેમાનગીરી શી રીતે કરશે?

દાદુએ પણ પેર આવી ગઢવી માટે જમવાનુ કરાવવાની તૈયારી કરી.

પોતે એક વ્યાપારી પાસે જઇ પોતાનુ પડેલુ ઘર ગીરવી મૂકી અનાજ અને થોડાક રોકડા રૂપિયા લઇ આવ્યો. બ્રાહ્મણ વાડેથી એક બ્રાહ્મણ બોનાવી ફળીયુ લીંપાવી ફળીયામા ચોકખી રસોઇ તૈયાર કરાવી.

આ ગરીબ માણસને જમવા માટેની તકલીફ આપવામા ઈસર બારોટ પણ મુઝયા પણ દાદુનું દિલ જોઇ એને લાગ્યુ કે જો આ દાદુનું દિલ દુભાશે તો પ્રભુ દુભાશે એ વિચારે તેણે આ મ્હેમાની સ્વિકારી

પોતાના પૂસલ પડયા,
પરો દાન દિયે,
કરગી કેવડા સમાન,
દેખ્યો તુને દાદવા.

રસોઇ તયાર થતા દાદુએ ઈસર બારોટને જમવા ઉઠવા વનતી કરી

"કવિરાજ! ઉઠો આ ગરીબની ઝુપડી પાવન કરી છ તો હવે ગરીબનો જાર બ જરાનો રોટલો આરોગો"

બારોટની અજાયબી વચ્ચે દાદુએ તો ખાંડ ચોખા અને થીની તાસળીયો ભરાવીને તૈયાર રખાવી હતી પ્રેમથી તૈયાર થયેલુ

ભોજન એટલે ઇસર બારોટને તો કોઇ રજવાડાથી વિશેષ મજા આ જમણમાં પડી.

ચાંગાળો ચાંચે લીયે,
આવત બુંદ અખાડ;
જેવો શેડે સ્વાદ,
દોણે ન હોય દાદવા.

"દાદુ! બાપ ત્હારાં તે હું શાં શાં વખાણ કરૂં. ત્હેં આખા સોરઠને, આખા બ્રાહ્મણમને અને આખી પશાણ જાતિને આજે ઉજળ્યાં છે."

બારોટ જમી ઉઠયા એટલે દાદુ એનાં ચરણમાં પડયો અને સો કોરી તેના આગળ ધરી.

"ભલાં, ભલાં, બાપ દાદુ! ત્હેં ઘણું કર્યું. મ્હારે હવે કંઇ ન જોઇએ."

"એ તો હું કહું તેમ ત્હમારે કરવું પડશે. એમાં કંઇ બોલશો નહિ"

દાદુએ દિલના ઉદ્દગાર સંભળાવ્યા.

(૪)

ઇસરબારોટ દાદુને ત્યાંથી પ્રસન્ન થઇ નિકળ્યા. ચોરા આગળ પેલા જુવાનીયા બેઠા હતા ત્હેની સ્હામું જોઇ બારોટે દાદુની પ્રસંશા કરી.

વરણ કવરણ ન હોય,
કવરણ ઘર ઉપજ્યાં કરણ;
કોયલ કસર ન કોય,
દહર ઉછેરે દાદવા.

❀

જેનાં સાચા શીલ,
વરણુ શું વખોડીયે;
પ્રહલાદ ગણ્યો પવિત્ર,
દાનવ હો તો દાદવા.

ૐ

ચોખાં જેના ચિત્ત,
વરણુ કાંઉ વિચારીયે;
પ્રહલાદ નો તો પવિત્ર,
દેવ મનાણો દાદવા.
દાટયો ઉંડે મૂળ,
મીઠપ તોય મૂકે નહિ;
દાંડો શેરડી જાત,
દણી વખાણો દાદવા.

દુહા સાંભળી ચારે બેઠેલો એક જુવાન બોલી ઉઠયો:—

" ગઢવી ! દાદુએ મહેમાનગીરી ખૂબ કરી લાગે છે એટલે એનાં વખાણુ કરતા લાગો છો. "

ઈસરબારોટે હસતાં હસતાં ફરી દુહો લલકાર્યો:

દલડાંનો દરિયાવ,
વિવકનો એ વારિધિ;
નાતામાં નરનાર
દુનિયામાં એ દાદવો.

ચોરાપરનો બીજો જુવાન ડોળિયાની મશ્કરી કરતો કરતો બોલ્યો.

" ગઢવા વા, એ મરણીયા ઢાંઢાએ હ્મારૂં ગાડું ખેંચી કાઢયું તે ! "

ઇમિરબારોટ ફરી હસ્યો અને જેને લોકો મરણીયો દાદો કહે છે એને પોતે શું કહે છે તે દુહામાં કહી બતાવ્યું.

શકટ ફરી ભરી પાર,
ડાળિયે દખડાં દર્યાં;
અણુગણુ તુજ ઉપકાર,
ભાંઇશું બણું દાદવા.

ધન ધન તારો વાન,
ધન ધન તારી જાતડી
તું વિક્રમનો તાંખ,
દેશમાં દીઠો દાદવા.

ગરૂડ ને ગોવિંદ,
ગોપતિ ને ગવરીપતિ;
તેમ ડાળિયો ને દાદુચંદ
જોડી જોઇ દાદવા.

ઇમિરબારોટ દુહા બોલતો બોલતો ગામ બહાર નિકળ્યો અને પ્રભાસને પંથે પડ્યો. પ્રભાસ પાટણની યાત્રા કરી, ગીરનાર થઇ તે જામનગર આવ્યો અને જામનગરથી દિલ્હી તરફ પ્રયાણ કર્યું

દિલ્હીમાં આ વખતે અકબરનું રાજ્ય હતું. અકબરના દરબારમાં વિદ્વાનો માહરો અને કવિઓનાં સન્માન મારાં હતાં. મારવાડનો ઇમિરબારોટ આવ્યો છે એ સમાચાર સાંભળતાં હેણે કવિની સન્માનથી પોતાના દરબારમાં પધરામણી કરાવી ઇસિર-બારોટની ખ્યાતિ અકબર બાદશાહે ખૂબ સાંભળી હતી. ઇમિર..

બારોટ ચમત્કારી પુરૂષ છે એવી પણ એને કાને વાત આવી હતી એટલે અકબરે એમને બહુ માન આપ્યું.

"કવિરાજ ! કયાં કયાં ફરી આવ્યા ? હરકત ન હોય તો મુસાફરીનું વર્ણન સાંભળવાની મ્હારી ઇચ્છા છે."

"શહેનશાહ ! હું આપની પાસે એકવચન લેવા આવ્યો છું. જો આપ એ વચન પાળવાના હો તો હું આગળ વાત ચલાવું અને નહિ તો હું મ્હારે રસ્તે પડું"

ઇસરબારોટની નિસ્પૃહતાની અકબરને માહિતી હતી એટલે એ કવિને પોતાના બનાવવા માટે એ ઇંતેજાર હતો.

" કવિરાજ ! આપ કહેશો તેમ કરીશ બોલો શું આજ્ઞા છે. ? "

" બસ હું પ્રસન્ન થયો છું. મ્હારે જ્યારે કંઇ ખપ પડશે ત્યારે એ વચનનો ઉપયોગ કરીશ. "

" જેવી આપની ઇચ્છા પણ હવે તો આપ આપના પ્રવાસનું વર્ણન કરશો ખરાના ? "

" જરૂર સાંભળો "

ઇસરબારોટે પોતાના બુલંદ કંઠથી દુહા છોડયા.

ચાલો જઇએ દ્વારકા,
મહા ધરમનું ધામ;
જાતાં ભેટીયે જાદવો,
વળતા રાવલ જામ.
ઉચેરો ગઢ દ્વારકા,
પથરા લાખ કરોડ;

સામો સાગર ગડગડે,
રાજ કરે રણછોડ.

❀ ❀

મીઠાં આંબા આંબલી,
મીઠાં દાડમ દ્રાક્ષ;
મરવા ગઢ સોહામણા,
કામણગારી નાર;
સોરઠ દેશ સોહામણો,
ચંગા નરને નાર,
જાણે સરગથી ઉતર્યાં
દેવ દેવી અવતાર.

ભાદર આરે જળ ભરે,
તાંબા પિત્તળ હેલ,
જોબન મદમાતી વહુ,
હાથે ઢળકતી હેલ.

❀

ધન તે પુરી સુદામાની,
જેમ શંકર કેદાર;
પ્રભાસ પ્રાચી પાટણે,
સોમનાથ અવતાર.

❀

દીવ ઘોઘાને પાટડી,
સાચું ગામ . શિહોર;

દરિયા ડુંગર ને નદી,
માણસ જાત ચકોર.

❀

જડીયો જંગલમાં વસે,
ઘોડાનો દાતાર;
તુઠો રાવળ જામને,
હાંકિ દીયો હાલાર.

❀

મછુ કાંઠો ને મોરબી,
વળતું વાંકાનેર;
ચંગા માડુ નિપજે,
પાણી વજ્યાનો ફેર.

❀

આંબા જાંબુ આમલી,
સરસ ગુલાબ સુરંગ;
કેતકી ચંપો કેવડો,
નિરખી હરખે મન.

❀

ઘેર ગાય ભેંસો ઘણી,
દહીં દુધ ભરિયાં માટ;
ઘર ઘર છાયા લિંબની,
ચોરે મળિયા ભાટ.

❀

"વાહ કવિરાજ! તમે તો સુંદર પ્રદેશ જોઇ આવ્યા લાગો છો."

"જહાંપનાહ હજુ વર્ણન થોડુંક અધુરૂં છે તે સાંભળો.

જુનાણે જુનો વસે,
પીર તે હુરો પીર;
પતિયાં કેરી પત હરી,
સુવર્ણ કર્યાં શરીર.
જુનાણે જમીયલ વસે,
આંમરણ દાવલ પીર;
શેત્રંજે અંગારશા,
ત્રણ એ મોટા વીર."

"આ બધા વર્ણનમાં હાલ એ દેશમાં કોઇ મોટો પુરૂષ તમે જોયો હોય એવું દેખાતું નથી." બાદશાહે કવિનું ધ્યાન ખેંચ્યું.

"હમણાં એક મહા દાનેશ્વરી પુરૂષનું વર્ણન આવે છે. સાંભળો."

ભલપે ભોજ દાને કરણ,
ટેકીલો હરિચંદ;
સોરઠ દાદુ ચંદ,
પરદુ:ખભંજન પેખીયો.
જાણે કળાયલ મોર,
શંકરસુત સેનાનીનો;
ડોળિયા તારી જોડ,
દેશ ન લાધે દાદવા.
કીડી હાર કટાર,
સીકાસું આવે ચડી;
તેમજ માંગણ હાર,
દશું બાંધી તેં દાદવા.

ઘડીકનાં ઘડીયાળાં,
કોઇ છતરપતિ એત્યા નહિ;
માથે મરણુ દદામા
દન રાત વાગે દાદવા !

"અરે વાહ, એ દાદવો કોણુ છે એવો ?"
ઇસર બારોટે બાદશાહ સમક્ષ દાદુના ભારે વખાણુ કર્યાં.

ગરૂડ વડેરાં પખીરાં,
ધ્રુ તારે તારાં;
મેરૂ વડેરાં ડુંગરાં,
દાદુ દાતારાં.

"ત્યારે એ દાદુ દાતાર અહીં આવે ખરો."

"જરૂર આપનો હુકમ હોય તો આપણે તેડાવીએ." ઇસર બારોટે તક સાંધી.

ૐ

બાદશાહી માણુસ જઇને દાદુને બાલાગામથી દિલ્હી બોલાવી ગયો. ઇસર બારોટે બાદશાહના દેખતાં દાદુ માટે ખુબ પ્રશંસા કરી અને બાદશાહ પાસે પોતે જે વચન માગ્યું હતું તે વચન પાળવા માટે હેને યાદ આપી.

"બોલો કવિરાજ હમે કહો તે આપું."

"મ્હારે તો આ દાદુ માટે ગીરાસ જોઇએ છે."

તુરત બાદશાહે દાદુને બાલાગામમાં ગીરાસની જમીન આપી.

આજે પણુ બાલાગામમાં પઠાણુ ન્યામતખાં હેબતખાં દાદુના વંશજ તરીકે એ ગીરાસ ભોગવે છે.

# ઈસરા પરમેસરા

**નગરની** ગાદીએ પ્રખ્યાત જામરાવળ હતા. જામરાવળ એટલે એ વખતના કાઠિયાવાડનો એક મહાપુરુષ. એનું ભુજાબળ, એનું શૌર્ય, એની ખાનદાની, અને એનો વિદ્યા તરફનો પ્રેમ કાઠિયાવાડમાં વખણાતો. એમણે આખોય હાલાર પોતાના શૌર્યબળે કબજે કરી, કાઠિઆવાડમાં વીરતાનો ડંકો વગાડ્યો હતો. જામરાવળનો દરબાર એટલે ચારણોનું રમણસ્થાન, દુહા અને છંદ તો એ દરબારની શોભા હતાં. જામરાવળના દરબારમાં પીતાંબર ભટ્ટ નામે એક વિદ્વાન વસતા હતા. વેદશાસ્ત્રે પારંગત એ શાસ્ત્રીજી આખાય નગરની શોભારૂપ હતા. જામસાહેબના દરબારમાં જે જે કવિઓ આવતા, તેમની પરીક્ષા પીતામ્બર ભટ્ટ દ્વારા થતી. અને એ કવિઓને ઇનામ અકરામ જામસાહેબ તરફથી પીતામ્બર ભટ્ટજ આપતા.

જામ રાવળનો દરબાર હકડે ઠઠ ભરાયો હતો. કચેરીમાં એ વખતે બે બારોટ દાખલ થયા. શરૂઆતમાં મોટા બારોટે

કવિતા સંભળાવી, અને પછી યુવાન ઈસર બારોટે પોતાના બુલંદ અવાજે કવિતા છેડી:

આપા કચ્છ તે અવિકાર; લીના હાથમેં હાલાર,
દીના દુષ્ટ જનકું દંડ, પ્રાક્રમ બતાયા પરચંડ;
યાદવા બંસકા અવતંસ, ઓપત હલાયુધકા અંસુ,
કચ્છી, અરબી કે કાન ઉડત તાકતા અસમાન;
સિંહલદ્વિપકા શિરતાજ, ગિરિવર તુંગસા ગજરાજ,
તોપાં બાજ બંદુક તીર, દેખત રિપુ મન દિલગીર.
તેરી તીન તડિતા તેગ, દેખી અન્ન પૂરન દેગ,
કીના કવિજનકા કામ, જુગ જુગ જીવો રાવળ જામ.
નીકા બીછાયાં તેં નગ્ર ઓપે ઈંદ્ર પુરસેં,
વસિયો ચચ્ચાર જુગાં વાસ, બારટ જપે ઇસર દાસ."

કવિની ઝંડઝમક, એનો મીઠો અવાજ, અને એની છટા જોઇ, જામસાહેબની આખી સભા પ્રસન્ન થઇ. જામસાહેબે કવિ કયાંના રહીશ છે, વિગેરે ઈસરબારોટને પૂછ્યું. મારવાડ દેશના, જોધપુર તાબાના ભાદ્રેસ ગામના આ યુવાન ઈસરબારોટે પોતાની કાવ્ય શક્તિથી જામરાવળનુ મન જીત્યું. આવા કવિને પોષવામાં, પાળવામાં જામરાવળ પ્રખ્યાત હતો. એણે ઈસરબારોટને તો સારૂં ઇનામ આપવું જોઇએ, એ વિચારે પીતામ્બર ભટ્ટ સામે જોયું. પીતામ્બર ભટ્ટે જામસાહેબ તરફ જોઇ માથું હલાવ્યું. બારોટની કવિતામાં કંઇક દોષ હશે એમ પીતામ્બર ભટ્ટનાં વર્તનથી જામસાહેબને શંકા થઇ. ઈસરબારોટ તો એમજ માનતા હતા કે જામ રાવળ જેવો વિદ્યાવિલાસી માણસ આ કાવ્ય સાંભળી, પોતાને સારૂં ઇનામ આપશે. પણ પીતામ્બર ભટ્ટે જ્યારે માથું હલાવ્યું, ત્યારે કવિને 'દાળમાં કાંઇ કાળું' દેખાયું.

"બારોટજી ! તમારી કવિતાનું ઇનામ તમને પીતામ્બર ભટ્ટ આપશે; એમને મળજો." જામસાહેબે હુકમ ફરમાવ્યો.

દરબાર બરખાસ્ત થયા પછી, ઈસર બારોટ પીતામ્બર ભટ્ટને મળવા ગયા.

"કેમ ગઢવી ! ઇનામ માટે આવ્યા છો ?" પીતામ્બર ભટ્ટ ઈસરબારોટ સામું જોઇને હસ્યા.

ઈસર બારોટને પીતામ્બર ભટ્ટનું આ હાસ્ય ખૂબ ખુંચ્યું. તેણે જવાબમાં હકારમાં ડોકું નમાવ્યું.

"ઇનામ તો હું તમને શું આપું ? કવિરાજ ! તમે જામસાહેબ પાસે જાઓ. હું તો એમની આજ્ઞા ઉઠાવનારો રહ્યો, એટલે જે હુકમ થશે, તે હું તુરત અમલમાં મૂકીશ."

યુવાન ઈસર બારોટ ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી ઉઠ્યો, અને દરબારગઢ તરફ ગયો. જામ રાવળને ઇનામ માટે મળ્યો. જામ રાવળે પીતામ્બર ભટ્ટ કહે એ આપવા તે ખુશી છે એમ જવાબ આપ્યો.

આ રીતે ત્રણ વખત પીતામ્બર ભટ્ટ પાસે અને ત્રણ વખત જામ રાવળ પાસે ઈસર બારોટને ધક્કા ખાવા પડ્યા. કવિનું યુવાન ચારણી લોહી તપી આવ્યું. તેણે છેલ્લી વખત પીતામ્બર ભટ્ટ પાસે પ્રયાસ કર્યો. કવિને ખૂબ ગુસ્સે થયેલા જોઇને પીતામ્બર ભટ્ટે રાજા ઉપર એક ચીઠ્ઠી લખી આપી.

"લ્યો ગઢવી ! આ ચીઠ્ઠી જામસાહેબને પહોંચાડજો."

"પણ ઇનામનું શું ?" ગઢવીનો પિત્તો ઉછળ્યો.

"ઇનામ આપવા મ્હેં આમાં લખ્યું છે." પીતામ્બર ભટ્ટે શાંતિથી ઉત્તર આપ્યો.

ઈસર બારોટ ચીઠ્ઠી લઇને જામ રાવળ પાસે ફરી ગયો. પીતામ્બર ભટ્ટની ચીઠ્ઠી વાંચી જામ સાહેબને દુઃખ થયુ, પણ પીતામ્બર ભટ્ટ કહે તે આપના બંધાયેલ હોવાથી, તુરત એક હજુરીયાને બોલાવી ચીઠ્ઠીમા લખ્યા મુજબ ઈસર બારોટને ઇનામ આપવાનો હુકમ ફરમાવ્યો બારોટ રાજાનો ગ્લાનિ ભરેલો ચહેરો જોઇ અજાયબી પામ્યો, પણ જ્યારે પેલા હજુરીયાએ બહાર આવી ઇનામની વાત કરી ત્યારે તે આખી વાત સમજ્યો.

પીતામ્બર ભટ્ટે ચીઠ્ઠીમા લખ્યુ હતુ કે 'આ બારોટને ઇનામમાં સાત જોડા મારજો." હજુરીયાએ એ પ્રમાણે હુકમ બજાવ્યો ઈસર બારોટ તો ધુવા પુવા થઇ ગયો. એના દિલમા પીતામ્બર ભટ્ટ તરફ વેર વૃત્તિએ મોટુ રૂપ લીધુ. એણે આજને આજ આ અપમાનનુ વેર લેવા નિશ્ચય કર્યો તેના દિલમા બસ એકજ વાત રમી રહી હતી કે "આજે પીતામ્બર ભટ્ટનું એને ઘેર જઇ ખૂન કરવુ" એનુ ચારણી લોહી પીતામ્બર ભટ્ટનુ લોહી પીવા માટે તલસી રહ્યુ

પીતામ્બર ભટ્ટ રોજ સ્હાંજના ફરીને ઘેર આવતા હતા, એની ઈસર બારોટને ખબર હતી એટલે આજે સ્હાંજના ફરીને ઘેર આવે, ત્યારે તેના રસ્તામા તલવારને ઝાટકે તેના કટકા કરી નાખવા, એવી પોતાના મનમા ગોઠવણ કરી ઈસર બારોટ પોતાને ઉતારે ગયો

દરેક પળે એની વેર વૃત્તિ દ્રઢ બનતી જતી હતી. "ક્યારે સ્હાંજ પડે, અને ક્યારે મારા અપમાનનો બદલો લઉં," આ વિચારે કવિએ મહા મુશ્કેલીએ સ્હાંજ પાડી સ્હાંજ અંધારૂ થયું, એટલે એ સતાઇને પીતામ્બર ભટ્ટના ફળીયામા દાખલ થયો, અને બારણા આગળથી એક કોઠી પછવાડે ખુલ્લી તલવારે સતાઇ ને ભરાઇને પીતામ્બર ભટ્ટની રાહ જોવા લાગ્યો

(૨)

"સાવિત્રી બ્હેન ! આજ તો પીતામ્બર ભટ્ટે ભારે કરી," પાડોશણના આ શબ્દો સાંભળીને પીતામ્બર ભટ્ટની સ્ત્રી સાવિત્રી ઘર બ્હાર દોડી આવી.

"કેમ શું થયું !"

"અરે ! આજ આખા ગામમાં હાહાકાર વરતાઈ ગયો છે."

"પણ છે શું ?"

લોકો એમ વાતો કરે છે કે, નગરના દરબારમાં મારવાડનો એક ચારણ કવિ આવ્યો છે, અને પીતામ્બર ભટ્ટે સાત જોડા મરાવ્યા છે."

"સાત જોડા ! ! !" સાવિત્રીના ચ્હેરામાં અજબ ફેરફાર દેખાયો.

"હા. બિચારો દરબારમાં એક કવિતા બોલ્યો. જામસાહેબે પીતામ્બર ભટ્ટ કહે, એ ઇનામ આપવાનું ચારણને વચન આપ્યું અને પીતામ્બર ભટ્ટે સાત જોડા મરાવ્યા."

"પણ એ બનેજ નાહ મારા પતિ આવું કૃત્ય કરે એમ હું માનતી નથી."

"ત્યારે લોક કહે છે એ ખોટું શું !"

"ખોટું તો કેમ કહેવાય ! પણ મારા દિલમાં એ વાત ઉતરતી નથી. એ તો દયાના સાગર છે, વિદ્વાનોના ભકત છે. અને કવિઓના વખાણનારા છે. એમણે જો ચારણને સાત જોડા મરાવ્યા હોય તો હું એમ માનું છું કે અમારો દિવસ પલટાયો છે."

"એ તમે જાણો ! પણ આખું ગામ હાહાકાર કરે છે."

સાવિત્રી આ વાતથી કાળી મેશ જેવી થઇ ગઇ. એના

ચ્હેરાનું નૂર ઉડી ગયું. પોતાનો પતિ આ કૃત્ય કરે, એ એના જેવી સરળ હૃદયની અને સાત્વિક ભાવની સ્ત્રી માટે બહુ ભારે વાત થઇ પડી.

રોજ સ્હાંજના જ્યારે પીતામ્બર ભટ્ટ ઘેર આવતા, ત્યારે આ સાધ્વી સ્ત્રી પતિના પગ ધોઇ તેમનું પૂજન કરતી અને દેવને જેમ મંદિરમાં પધરાવવામાં આવે, તેમ પોતાના પતિદેવને ગૃહ મંદિરીએ પધરાવતી એનો હમેશનો આ નિત્યક્રમ હતો. આજે પતિ હમણાં આવશે એમ એ જાણતી હતી, છતાં દિલમાં થયેલા દુઃખને લઇને એણે પતિના પૂજનની કાંઇ પણ તૈયારી કરી નહિ. રોજના નિયમસર પીતામ્બર ભટ્ટ ઘેર આવ્યા ઘરમાં આવતાં રોજ સ્હામે હસતી પુતળી ઉભી હોય, એમ સાવિત્રી એના સત્કાર માટે તૈયાર રહેતી, એની જગ્યાએ આજે બારણું બંધ જોઇને પીતામ્બર ભટ્ટને આશ્ચર્ય થયું. તેણે ડેલીની સાંકળ ખખડાવી અંદરથી જવાબ આવ્યો, "કોણ છે?"

"એ તો હું."

"હું કોણ?"

"કેમ આજે આવો પ્રશ્ન?"

"પણ તમે કોણ?"

"હું પીતામ્બર ભટ્ટ." જવાબ આવતાં આવતાં શાસ્ત્રીજીના અચંબાનો પાર રહ્યો નહિ.

"તમે તો આજે ખૂબ પાપ કર્યું છે."

"પણ તું ડેલી તો ઉઘાડ!"

સાવિત્રીએ ડેલી ઉઘાડી ઈસર બારોટ કે જે આ વખતે ઉઘાડી તલવારે પીતામ્બર ભટ્ટનું ખૂન કરવા સંતાઇ રહ્યો હતો, તેણે

સાવિત્રીનો એની પાડોશણ સાથે થયેલો સંવાદ સાંભળ્યો હતો, અને પીતામ્બર ભટ્ટને પણ હમણાં તેમણે જે કાંઇ કહ્યું, એ ઉપરથી એને માટે માન ઉત્પન્ન થયું એટલે વધુ હકીકત સાંભળવાની આશાએ એણે પીતામ્બર ભટ્ટ ઉપર ઘા ન કર્યો.

"કેમ ? આજ આટલો બધો રોષ ?" પીતામ્બર ભટ્ટે દાખલ થતાંજ સાવિત્રીને કહ્યું

"સાવિત્રીના ભરથારને ન શોભે એવું કાર્ય તમે આજે કર્યું છે."

"મેં ?"

"હા ! તમે ! અને તે એક વિદ્વાન બ્રાહ્મણે શરમાવું જોઇએ એ પ્રકારનું કૃત્ય !"

"મેં તો એવું કાંઇ નથી કર્યું ?"

"આખું ગામ કહે છે, આખા ગામમાં હાહાકાર વર્તી ગયો છે, કે તમે ન સાંખી શકાય તેવું પાપ કર્યું છે."

"પાપ પાપ કહે છે, પણ શું અને શેનું પાપ ?"

"પેલા ચારણને સાત જોડા મરાવ્યા, એનું; બીજું શું !

પીતામ્બર ભટ્ટ આ સાંભળીને હસી પડ્યો. "એ તો મેં પુણ્ય કર્યું છે."

"સાત જોડા મરાવ્યા એમાં પુણ્ય ?"

"એનું એક કારણ છે. અત્યાર સુધીમાં જેટલા ચારણો મેં જોયા છે, તેમાં આ ઈસર બારોટ જેવો એક પણ કવિ મેં જોયો નથી. એની કાવ્યશક્તિ, એની બોલવાની છટા, એનું વ્યક્તિત્વ, અને એના હૃદયની ભાવના જોઇને મને એમ થયું કે આવો કવિ ઈશ્વરના ગુણગાન કરે તો એ પૃથ્વી પર પ્રભુને બોલાવી

શકે. એવી કવિતા મનુષ્યનાં ગુણ ગાવાને બદલે પ્રભુનાં ગુણ ગાતી થઇ જાય, એ મ્હારે એને સ્હમજાવવું હતું. એને માટે મ્હેં આ માર્ગ યોજ્યો. એની ભૂલ ભાંગવા માટે, એને સાચે રસ્તે ચડાવવા માટે, મ્હેં એને ઇનામમાં સાત જોડા મરાવ્યા. એ મ્હારા પર ખૂબ ગુસ્સે થયો હશે. પણ એ મ્હને મળશે, ત્યારે એને આ ભેદ સમજાવીશ. આવો ચારણ પ્રભુના ગુણ ગાય એમ હું ઇચ્છું છું. દેવી ! ત્હારો પતિ આટલો બધો અધમ થઇ ગયો નથી કે એક કવિને સાત જોડા મરાવે."

ઇસર બારોટનો આ શબ્દો સાંભળી ક્રોધ ઉતરી ગયો. પોતે સહૃદયી હોવાથી એને પીતામ્બર ભટ્ટનું ખુન કરવા આવ્યો છું એ વિચારે પસ્તાવો થયો. અને આ પતિપત્નીની વાત કરતાં હતાં એમાં વચ્ચે દોડી જઇ, તલવાર પીતામ્બર ભટ્ટના પગ આગળ ફેંકી પોતે સાષ્ટાંગ દંડવત્ કર્યાં.

"ઓ હો ! કવિરાજ ! ત્હમે ! આ તલવાર શું ?" ચમકીને પીતામ્બર ભટ્ટ બોલ્યા.

"શાસ્ત્રીજી ! મને માફ કરો." સાવિત્રી તરફ તે ફર્યો. "માતા ! ત્હમે મ્હને આજે ઉગાર્યો છે. ત્હમે ન હોત તો હું આજે બ્રહ્મહત્યા કરી બેસત."

"પણ છે શું ?" પીતામ્બરે ફિક્થો પ્રશ્ન કર્યો.

"આપે મને ઇનામને બદલે સાત જોડા મરાવ્યા, ત્યારે મને ખૂબ ગુસ્સો ચડયો. મ્હેં ત્હમારૂં ખૂન કરવાનો નિશ્ચય કર્યો અને તમારા ઘરમાં બારણા આગળની કોડી પછવાડે તમારી રાહ જોતો હું ઉઘાડી તલવારે ઉભો. તમારી એક પાડોશણે આવીને સાવિત્રીબા આગળ જ્યારે મ્હારે વિષે વાત કરી અને તેથી મ્હારાં બાને જે દુ:ખ થયું, તે મેં જોયું. ત્યાર પછી તમે આવ્યા,

અને સાત જોડા મરાવવામાં તમારો શું હેતુ હતો એ હું સમજ્યો, ત્યારે મારો ગુસ્સો ગળી ગયો, અને મને લાગ્યું કે જો હું ઉતાવળો થઇ તમારા ઉપર ઘા કરી બેસત, તો હું મહાપાપી ગણાત."

પીતામ્બર ભટ્ટ આ સાંભળી હસ્યા. તેણે ઈસર બારોટનો વાંસો ઠોકીને કહ્યું "એમાં તમારો દોષ નથી. મેં તમને સુધારવા માટે બહુ કડક પગલું ભર્યું હતું ' હું આજેજ જામ સાહેબને મળી, તમને સારૂં ઇનામ અપાવીશ.

" ભટ્ટજી ! મારે હવે એકજ ઇનામ જોઇએ છે. આપ મને આપના શિષ્ય તરીકે સ્વિકારો, અને શ્રીમદ ભાગવત મને શિખડાવો. આપના ઉપદેશથી મને મોક્ષ મળશે એમ હું માનુ છું."

(૩)

પીતામ્બર ભટ્ટને ગુરૂ પદે સ્થાપી ઈસર બારોટે ભાગવતનો અભ્યાસ આદર્યો પીતામ્બર ભટ્ટને પણ આ યુવાન શિષ્યની બુદ્ધિ ઉપર માન ઉત્પન્ન થયું. જેમ જેમ ભાગવતનું શિક્ષણ ઈસર બારોટને મળતુ ગયું, તેમ તેમ તેના દિલમાં દીવા પ્રગટતા ગયા. પુનર્જન્મમા જાણે આ બારોટે ભાગવત પચાવ્યું હોય એવાં દરેક લક્ષણ એનામા પીતામ્બર ભટ્ટે જોયાં. ભાગવતનો અભ્યાસ પૂરો કર્યા પછી, કવિએ પોતાના ગુરૂ, પીતામ્બર ભટ્ટની આજ્ઞા લઇ 'હરિરસ' નામનો ગ્રંથ લખવાની શરૂઆત કરી પીતામ્બર ભટ્ટની પુત્રી સાસરેથી હમણાં પિતાને ઘેર આવેલ હતી ઈસર બારોટ પોતાની ગુરૂપુત્રીને બ્હેન સમાન માનતો, અને હરિરસ લખતા લખતાં દરરોજ એની સાથે નિર્દોષ આનંદની રમતો યોજતો. પીતામ્બર ભટની પુત્રી પણ આ કવિ સાથે અનેક જાતના નિર્દોષ તોફાન કરતી. હરિરસ જેમ જેમ

લખતો ગયો તેમ તેમ ઈસર બારોટ પોતે પોતાપણું ભૂલ્યો, અને એ પુસ્તક રચવામા એટલો બધો તલ્લિન થઇ ગયો, કે તેને બીજી કોઇપણ ચીજનુ ભાન રહેતુ નહોતુ.

"બા! આ કવિ લખવામા ગાંડો થઇ ગયો લાગે છે. બસ! હાલતાં ચાલતા, ખાતાં પીતા, ઉઠતાં બેસતાં, એને બધે હરિરસ દેખાય છે. આજ તો મે શાક અને દાળમા એને માટે મીઠુ નાખ્યુ નહોતુ, તોય એ તો બધુ મોળુજ ખાઇ ગયો.'

"દિકરી! કવિઓ એવાજ હોય"

"પણ ખાવાનુંય ભાન નહિ?"

"એમાંજ એની ખૂબી છે."

હરિરસ ઈસર બારોટે ૭ મહિને પુરો કર્યો ૭એ મહિના સુધી રોજ એને માટે શાક અને દાળ ખાસ બનાવવામા આવતા હતા અને જાણી જોઇને પીતામ્બર ભટ્ટની પુત્રી એમા મીઠુ નાખતી નહિ જમતી વખતે મા દિકરી બન્ને હાજર રહેતા અને ઈસર બારોટને રોજ પૂછતા કે "રસોઇ તો ઠીક થઇ છે ને?' બારોટ હમેશ ધુનમાને ધુનમા "સુન્દર છે ' એમ જવાબ આપતો

આજે હરિરસનો છેલ્લો દુહો લખાઇ રહ્યો, અને કવિએ પોતાના એ કાવ્યગ્રંથની પૂર્ણાહુતિ કરી કવિનો મન આજે આખુય જગત જીતાયુ હતુ એની આખ આગળ પ્રભુ નાચી રહ્યા હતો એના કાનમ કૃષ્ણની બંસરીના સૂર સંભળાઇ રહ્યા હતા અને આખુ વાતાવરણ કૃષ્ણમય લાગતુ હતુ આજે એને નિરાત વળી ગઈ

રોજની માફક આજ પણ શાકદાળમા મીઠુ નહોતું. પહેલેજ કોળીઓ ભરતા કવિને દાળ શાક મોળા લાગ્યા

"બા! આજ દાળ શાકમા રામરસ નાખતા ભુલી ગયા લાગો છો?"

" બારોટ ત્હમે ભુલી ગયા છો, ત્હમે ! કાળીયો ભરી જુવો. પીતામ્બર ભટની પુત્રીનાં નયનો તોફાનમાં નાચ્યાં.

" હું સાવ સાચું કહું છું. આજ દાળ શાક મોળાં છે. "

" ત્યારે ત્હમારો આજ હરિરસ ખુટી ગયો લાગે છે. " સાવિત્રી હસતી હસતી બોલી.

" એમ કેમ બોલો છો, બા ! " કવિએ ગુરૂપત્ની સામું જોયું.

" છ મહિનાથી શાક દાળ તમે મોળાં ખાઓ છો. "

" ના, મને તો આજેજ મોળું લાગે છે. " "

" એટલેજ હુ કહુ છુ, કે હરીરસ ખુટયો એટલે રામરસ યાદ આવ્યો "

ઇસિર બારોટ આખી વાતનો મર્મ સમજી ગયો

" ખરેખર ! મેં છ મહિના મોળુ ખાધું ? "

" હા ! હા ! કવિઓ એટલે ગાંડા ! એની એ નિશાની" ગુરૂપુત્રી હસી પડી

" ત્યારે તો હરિરસ હવે મારે પાછો લખવો પડશે " આ પ્રમાણે આખો હરિરસ ગ્રંથ ઇસિર બારોટે એક ભકતની મસ્તીથી લખ્યો અને એ ગ્રંથની શરૂઆતમાજ પોતાના ગુરૂને નમસ્કાર કરીને શરૂઆત કરી છે.

લાગાહુ પેહલો લળે,
પીતામ્બર ગુરૂ પાય,
ભેદ મહારસ ભાગવત,
પાયો જેણુ પસાય

( પ્રથમ પીતામ્બર ગુરૂના ચરણમા નમું છું. જેના પ્રસાદથી ઉત્તમ રસવાળા ભાગવતનો અર્થ હુ જાણી શકયો )

(૪)

ઇસર બારોટ દ્વારકા જઇ રણછોડજીનાં દર્શન કર્યાં. અને પ્રભાસ ગીરનાર તથા કાઠીઆવાડના બીજાં સર્વ સ્થળોમાં મુસાફરી કરી પોતાનું નામ મશહૂર કર્યું. ઇસર બારોટ પર પ્રભુ એટલા પ્રસન્ન થયા છે, કે સોનાની દ્વારિકા જે સમુદ્રમાં હતી તેમાં શ્રીકૃષ્ણ પાસે જઇ એ વાતો કરે છે, એમ આખા કાઠીઆવાડમાં વાત ફેલાણી અને મુવાંને પણ જીવતાં કરી શકે છે, એવી માન્યતાઓ એમને સારૂ જનસમાજમાં બંધાણી.

આ વખતે અમરેલીમાં વજોજી સરવૈયાનું રાજ્ય હતું. વજાજીને ને ઇસર બારોટને ઘણુ સારો સંબંધ હતો. એટલે વખતો વખત ઇસર બારોટ અમરેલી આવતા.

વજાજીને કરણ નામનો એકનો એક પુત્ર હતો. રાજકુમાર પોતાના બાપ જેવોજ બહાદુર અને શૂરો હતો. તેના લગ્ન થઈ ગયાં હતાં સોળ વર્ષની ઉમરનો એ રાજકુમાર આખાય કાઠીઆવાડમાં વખણાતો

આસો મહિનો હતો. ઇસર બારોટને મળ્યાને વજાજીને ઘણા દિવસો થઇ ગયા હતા. એટલે દશેરાને દિવસે અમરેલી આવવા ઇસર બારોટને તેડું કહેણ મોકલાવ્યુ. દશેરાનો દિવસ આવ્યો. વાત એમ બની કે રાતે કરણ પલંગમાં સુતો હતો, અને સર્પદંશ થયો સ્હવારે ઉઠીને કરણની રાણી જુવે છે તો પોતાનો યુવાન પતિ મૃત્યુ પામેલો પલંગમા પડયો હતો તુરત વજોજી ત્યાં આવી પહોંચ્યો, અને કરણનુ મૃત્યુ થયેલુ જોઇ ખૂબ દુ:ખી થયો. એકનો એક પુત્ર મરી જવાથી કરણની માતાએ છાતીફાટ રૂદન આદર્યું. કરણની પત્ની પણ પોતાના યુવાન પતિના મૃત્યુથી પોકેપોક રડી. અમરેલી-

ના દરબારગઢમા રડારોડ થઇ પડી આખા ગામમા હાહાકાર થઇ ગયો.

મજાજતમા હડતાલ પડી લોકોના ટોળેટોળા વજાજીને દિલાસો આપવા માટે દરબારગઢ તરફ ઉલટયા વજેજી જ્ઞાની અને હિંમતવાન હતો, એટલે છાતી મજબુત કરી, પુત્રના શબને સ્મશાને લઇ જવા તૈયારી કરાવી એટલામા એક માણસે આવી ખબર આપ્યા કે ' ઇસર બારોટ અમરેલીના પાદરમા આવી પહોચ્યા છે ' તુરતજ વજાજીએ એક નોકરને દોડતો ચોકયો અને ઈસર બારોટને કહેવડાવ્યુ કે "હમણા તમે પાછા જાઓ અને દશ બાર દિવસ પછી ફરી પધારજો " નોકરે ઇસર બારોટને પાદરમા જઇ વજાજીનો સદેશો કહ્યો

"કેમ મને નોતરીને વજેજી પાછો વાળે છે ? ઈસર બારોટે સદેશો સાભળી નોકર સામે જોયુ નોકર વધુ બોલી શકયો નહિ એનુ હૈયુ ભરાઇ આવ્યુ. એની આખમા શ્રાવણ ભાદરવાની ધારા ચાલી.

"કેમ ! ભાઇ ! કે છે શુ કરવા ? વજેજી ખુશીમા છે ને ?"

"વજાજી તો મઝામા છે પણ કુમારશ્રીએ ગામતરુ કર્યુ "

"એટલે ?"

"રાતે એમને સર્પ કરડયો, અને સવારે એ મૃત્યુ પામેના મગી આવ્યા "

આ સાભળતાજ ઈસર બારોટ ઉતાવળે પગલે ગામમા આવ્યા તેણે આવતા વેતજ વજાજીને પૂછ્યુ, ' કરણનુ શબ કયા છે ? '

"બારોટજી ! કરણ તો હો ગયો એના શબને જોઇને આપ શું કરશો ?" બોલતા બોલતા વજાજીની આંખમાં ઝળઝળીઆ આવી ગયા

"વજા ! હિંમત રાખ ! હરિ સારૂ કરશે. ચાલ બેઠો થઇ જા, બાપ ! અને બતાવ કરણ કયાં છે ?" ઇસર બારોટે ગંભીર સ્વરે વજાજીને આજ્ઞા કરી

તુરત ઈસર બારોટને શબવાળા ઓરડામાં લઇ જવામાં આવ્યો

"વજા તું અને બધા માણસો બહાર નિકળી જાવ મને એક ગંગાજળનો ઘડો, ઘી, અને ધુપ જોઇએ છે તે મંગાવી આપ ઈસર બારોટની લાજ હરિ નહિ રાખે તો કરણની સાથે હું પણ સાથ કરીશ" આમ કહી કવિએ શબવાળા ઓરડાનું બારણું બંધ કર્યું ગામના માણસોમાં કંઇ કંઇ વાતો થવા મંડી કેટલાકે કહ્યું કે "મુવા તે જીવતા થઇ શકતા હશે ?" "આતો કલિયુગ છે ભાઇ કલિયુગ" કોઇએ કહ્યું, "ઈસર બારોટના પરચાની વાતો તો ખૂબ થાય છે, પણ આજે એની આબરૂ જવાની છે" કેટલાકે ઈસર બારોટની શક્તિ વિષે વાતો કહી પ્રજાને જણાવ્યું કે 'ઇસરા એ પરમેસરા' ઇસર ભગત તો પ્રભુના ભગત છે સાક્ષાત દ્વારકાધીશ એની સાથે વાતો કરે છે એણે આવા પરચા તો હાલારમાં કંઇક બતાવ્યા છે એટલે એ કરણને જરૂર જીવતો કરશે" આમ અનેક જાતના તર્ક વિતર્ક અમરેલીને આગણે આગણે થવા મંડયા

લોકો દરબારગઢની બહાર શું થાય છે, એની પળેપળે રાહ જોતા ઉભા હરેકની છાતીના થડકા વધ્યા, એટલામાં તો જે આર

ડામાં કરણનું શબ હતું, તેનું બારણું ઉઘડયું અને આગળ કરણ અને પાછળ ઇસર બારોટ નિકળ્યા.

આ વખતે આખા દરબારગઢમાં જય ઘોષ થયો, અને 'ઈસરા પરમેસરા'ના જયનાદ થયા. હજારો માણસ 'ઈસર બારોટનાં પગમાં પડયા. વજાજીએ બારોટના પગ પકડયા અને તે રડી પડયો. "પ્રભુ! ત્હમે મ્હને આજે જીવતો રાખ્યો છે." ઈસર બારોટ જવાબમાં હસ્યા, અને એક દુહો એમણે લલકાર્યો

"કરણને ઈસર કાજ,
સોજે સજીવન કર્યો;
રાખી પત મહારાજ.
સેવક જાણી શામળા."

"વજા! લાજ તો પ્રભુએ ત્હારી અને મ્હારી બંનેની રાખી છે" તુરતજ વજાએ આ ખુશાલીમાં ખૂબ ધર્મદાન કર્યાં, અને ઈસર બારોટને પણ એક ગામ ભેટ આપ્યું આ ગામ આજે ઇશ્વરીઆ નામે ઓળખાય છે, અને ઇસર બારોટના સ્થાપેલાં શંકરના દર્શન કરી આજે પણ લોકો ઇસર બારોટના ચમત્કારોની વાતો કરતા 'ઈસરા પરમેસરા' ને યાદ કરે છે.

